'નવરંગ'ની છઠ્ઠાં સાલની ભેટ.

# જ્ઞાન ગમતનાં ગોટાં.

## ભાગ બીજો.

માણેકશાહ દી. મીસ્ત્રી.

નવરંગની ચોથી ભેટ.

# Casket of Gems.

## Instructive & Amusive.

## PART-2.

# જ્ઞાન ગમતનાં ગોહરો--ભાગ બીજો.


સમજણ, સરેહ, દ્રષ્ટાંત, અને ગદ્ય-પદ્ય સરખામણી સહિત રચનાર

**માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.**

એક ગુમાઇ ગયલું ગઉહર; બઝમવાળો ઇનામી નિબંધ,
દારૂણ દુશ્મન દારૂ; અને રૉયલ ઑપેરા હાઉસવાળો
ઇનામી રેસાલો, પારસી કુંવારાપણુંના લખનાર.



ઇ૦ સ૦ ૧૯૨૦. આવૃત્તિ પહેલી.

કિમત રૂ. ૧ાા.

# YE READER!

If to the Tongue of Tongues
thou hast a mind,
If to the Best of Books
thou art inclined,
Make this thy way,
which Pleasant is and Plain,
Affects the Eye and Heart,
Instructs the Brain.

# પ્રસ્તાવના.

ભાઇ માણેકશાહ દીનશાહ મીસ્રીનાં "જ્ઞાન ગમતનાં ગૌહરો" ને જ્ઞાન અને ગમત શોધનાર વાંચક વર્ગ હજુર રજુ કરવા કાજે બે બોલ બોલતાં મને ખુશી ઉપજે છે.

આ પુસ્તકના કર્તા વાંચણના ઘણા શોખિન છે. આપણાં વાંચણની આપણે વાંચતાં વાંચતાં નોંધ રાખતા જઇએ છિએ તો તેવું વાંચણ આપણને વધુ લાભકારક થાય છે, સબબ કે તેવી નોંધ લેતાં વાંચણનો કોઇ અગતનો યા અસરકારક ભાગ આપણાં મન ઉપર મજબુત છાપ મારે છે. વળી કોઈ વખ્તે કોઇ નવાં વાંચણ વેળા આપણી તેવી નોંધ આપણને સર્ખામણી અર્થે ઉપ્યોગી થઈ પડે છે. મી૦ મીસ્રીનું આ પુસ્તક એવી નોંધોનું આવકારદાયક પરિણામ છે.

મી૦ મીસ્રીએ આપેલી કોઇક ડાહી ડાહી શિખામણની કેહતીઓ (Proverbs) આપણને તરેહવાર વિચારો સુચવે છે. પહેલું તો આ કે, જો કે કેહવતો જગને મોઢે કબુલાયલાં કેહણાં તરીકે ગણાય છે તોપણ તેઓ હમેશાં, અને હર જગ્યાએ, અને સર્વ સંજોગોમાં, ખરી હોતી નથી અને

નકલ કરવા જોગ હોતી નથી. દાખલા તરીકે "કેવા શખ્સનો સંગ કરવો?" નાં મથાળાં હેઠળ કહેલાં જુદાં જુદાં કેહણોનો વિચાર કરો. સર્વની મતલબ આ કે "રૂડાંની સંગત કરવી—ભુંડાંની નહિ." ભલા અને ભુંડા પુરૂષો સર્વ એકસરખા નહિ હોય, પણ ચહડ ઉતર હોય. તમો 'ક' એક 'ખ' કરતાં ભલા. કોઇ 'ગ' તમારાં કરતાં ભલો. કોઈ 'ઘ' તેનાં કરતાં. હવે જો તમો ઉપલી શિખામણ પ્રમાણેજ કામ લેવા માગો તો પરિણામ આ, કે તમો 'ગ' જે તમારાં કરતાં ભલો તેની સંગત શોધતા રહેશો કે તેની સંગતમાં સુધરો. પણ જો 'ખ' જેને તમો તમારાં કરતાં ભુંડો સમજો છો, તે જો ઉપલીજ કેહતી કે "રૂડાંની સંગત કરવી" તે પ્રમાણે તમારી સંગત શોધવા આવે તો તમે તેને તેમ કરવા દયો નહિ, તેને દૂર ને દૂર રાખો, કે રખેને તેની ભુંડી સંગતથી તમો બિગડો. ત્યારે તે બિચારો 'ખ' કરે કેમ? જો સર્વ ભલાઓ તેને બુરો સમજી પોતાની સંગત કરવા દે નહિ તો "રૂડાંની સંગત કરવાના" નિયમ (Proposition) ની કેહતી પ્રમાણે વર્તવા તે કોણની આગળ જાય? "ભુંડાની સંગત નહિ કરવી" તે કેહતી એક પ્રકારના સામા નિયમ (Opposition) તરીકે તેની સામે આવે છે. ત્યારે ખરો માર્ગ એ બે વચ્ચે એક પ્રકારની સમજુતી (Composition) થી ધરવાનો છે.

તે એમ કે આપણે ભુંડાંઓને આપણી સંગત ના નહિ પાડવી. તેઓને આપણી ભલી સંગતમાં આવવા દેવા. એ એક ભલું કામ છે. પણ તેમ સંગતમાં આવતાં આપણાં પોતાને માટે તપાસ રાખવી, કે તેનું કાંઈ ભુંડું આપણા ઉપર પોતાના કાળા કિરણો ફેંકે નહિ. આપણાં ભલાં કિરણો તેના ઉપર ફેંકી તેને આપણી સંગતથી સુધરવા દેવાની ટક આપવી. જેમ એક પદાર્થમાં વિજળીના બે પ્રવાહો (Positive and Negative) ભેળાયલા હોય છે, તેમ આ દાખલામાં આપણ સર્વમાં સમજવું. સામી બાજુમાં જે ભુંડું હોય તેને દુર રાખી, આપણું ભલું તેને આપતા રહેવું. તેનાં ભલાંને ખેંચવું ને ભુંડાને દુર ફેંકતા રહેવું.

મી૦ મીસ્રી એકાદ બાબતમાં "વૈશ્યા, વૈદ અને વકીલ" એ ત્રણે 'વ'વાળા વર્ગોને એકસરખી પંકિતએ મેળે છે. એક વખતે વૈદો -હજામો સાથે એક ધંધાદારી પંથ (Guild) માં મુકાયા હતા. એ સબબે હજામો એક વખ્ત શસ્ત્રવૈદનું પણ કામ કરતા હતા. પણ એક રીતે એમ એ ત્રણ ધંધાદારીઓજ નહિ પણ ઘણા ધંધાદારીઓ એકજ પંકિતએ મુકાયા. એક માણસ પોતાનો ધંધો પછી તે ગમે તેવો ગરીબ અને ન્હાનો હોય, તે કેવી રીતે કરે છે, તે તરફ આપણે તો જોવાનું છે. એક ફરેશ્તાનું

કામ "મિનોઇ" ગણાય, તેમ એક વેશ્યા ગણાતી સ્ત્રી પણ કોઇ વખતે પોતાના વિચારો અને કામ ફેરવી "મિનોઈ" બને. શાએર થોમ્સ મુરે પોતાની "લાલારૂખ"માં ફરેશ્તાઓની પડતી (The Fall of Angels) નામની કવિતામાં ઘણી સુંદર રીતે દેખાડયું છે કે શકમંદ વર્તણુંકની ગણાતી એક રામશગર પોતાની વર્તણુંકનો સફો ફેરવી મિનોઈ જેહાંનમા બેહેસ્તમાં ગઈ, અને બેહેસ્તના ત્રણ ફરેશ્તાઓ રૂડી વર્તણુંકનો સફો ભુંડાઇ તરફ ફેરવી, શરાબનાં પિણાંથી શરૂ કરી, સંસારી પડતીમાં આવી પડયા.

મી૦ મીસ્ત્રીનાં ઘણાંક ગૌહરો આપણને તરેહવાર વિચારો સુચવે છે. તેવણની આ ભલી કોશેષ, જો ઘટતી કદર પિછાણવામાં આવે તો તેવણ ચાલુ રાખવા ધારે છે, તેમાં ઉતેજન આપવા કાજે વાંચક વર્ગને ભલામણ કરીશ. રૂડાં વાંચણમાં મજાહ છે. તેવાં વાંચણની નોંધ લેવામાં મજાહ છે. તેની નોંધ પોતાના ભાઈબંધો હુજુર વધુ વિચાર માટે મેળવામાં મજાહ છે. એવી ભલી મજાહ મેળવવા માટે આપણા મિત્રને મુબારકબાદી આપી હું ખત્મ કરીશ.

ફતેહમાં લોજ, કોલાબા,
તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૯૨૦. } જીવનજી જમશેદજી મોદી

# તમારો સેવક રચનાર.

ખિસાં ખખડાવવાની આશને જીગરમાં જરાએ વાસ આપવા વગર, જનસમાજનાં મગજને બોધ અને મોજનું માતબર મિષ્ટાન પુરૂં પાડવાની એકલી અટુલી મોટેબર મકસદથી "જ્ઞાન ગમતનાં ગોહરો"ની પ્રથમ હોડી સને ૧૯૧૮ નાં શુભ સાલમાં હુરી નામક હલેસાંએ સાહિત્ય સાગરમાં સેવકે હિમતથી હુંકારી. સાચવત અને ઈનસાફ ખાતર માફ કરવા જોગ મગરૂરી (*Pardonable Pride*) થી લખીશ કે, એક સારૂં સંગિન કાર્ય પોતેજ પોતાની સિફારસ જાહેર કરે છે એ જાણીતા લોકવાદ અનુસાર, રકમબંદ રોજીંદા ઈંગ્રેજી ને ગુજરાતી છાપાઓએ, માસિકોએ ને સુશીલ સાક્ષરોએ, પુસ્તક ઉપર પોતાની પસંદગીની મોહુર સ્તુત્ય શબ્દોમાં મારીને, તેનો બીજો ભાગ સાંકળિયાં સાથે બનતી ટકે બાહેર પાડવાની એહસાન એલતેમાસ કીધી હતી. સરસાઈનું ગોયા યુદ્ધ સળગ્યું હોય તેમ, ઉઘાડા હાથે આવકાર આપનારા અકેકથી એવા સુંદર નાદર અભિપ્રાય ઉચારવામાં આવ્યા કે, તે સર્વનો સામટો સંગ્રહ પુસ્તક પછવાડે પ્રકટ કરવાની કુદરતી મંછા થઈ. મગર કાગળની કાટિલ મોંઘવારીનો મઘરડો, તે.બહુની ત્રાસક તાળી આજ પર્યંત પડાવતો હોવાના પ્રતાપે, કેવળ પાંચેક રિવ્યુ (તે સૂધાં સંક્ષિપ્ત) રજુ કરી શકાયા છે.

શોખની સેવા (*Labour of Love*) અર્થે અતી કંટાળા ભરેલાં કામનાં પરિણામે રચાયલું પહેલું પુસ્તક સાહિત્ય

વિશ્વાસી સેવકો વચ્ચે આ પ્રમાણે ઉમંગ ઉત્સાહએ વંચાયું, એક અવાજે વખાણાયું, અને પુર્ણ પ્રશંસા પામ્યું, તે માટે પાક પરવરનો મોટો પાડ માનું છું. કહાણી કિસ્સાના કુથળાઓના રાજઅમલમાં ખરાં ઝવાહેરરૂપ પુસ્તકોની વહેવારૂ કદર કિમત પિછાણુનાર વર્ગથી પૃથ્વિ તદનજ વાઝણી નથી તેનો પ્રત્યક્ષ પુરાવો મળવે, કલમને પાછી કસરત આપતાં આનંદ ઉપજે છે. વાહલા વાંચકોની માયા મેહેરબાનીનો ઝરો વહેતોજ છે તો વધુ અમુલ્ય આબદાર ભાગો પ્રવર્તાવીને, તેમની ખિદમતમાં ફરી ને ફરી ખડા રહેવાની ખુશનસિબી કિસ્મતીને ફાળે જશે.

ભિન્નભિન્ન "મડળો—મેનિયા" પારસી યુવકોમાં કાંઇ અજબ ગજબ કરી રહ્યા છે! લેકીન સરસ્વતી વિદ્યાના પારસી પૂજકોની જે એકજ સમ ખાવાની સંસ્થા "પારસી લેખક મંડળ (*Parsi Writers' Association*) લેખે મુંબઈમાં મશહુર છે; તેના વિદ્વાન પ્રમુખ શમ્સ-ઉલ-ઓલમાં ડૉ૦ જીવનજી જમશેદજી મોદી, બી. એ., પીએચ. ડી., સી. આઇ. ઇ. એ, અત્રે બે બોલ કહી સંભળાવવા ઉપરાંત, મારા અલ્પ અભ્યાસમાં કિંચિત ઉમેરો કરવાના યત્નમાં આગળ કિમતી હિસ્સો આપીને મને અધિક ઉપકારી કીધો છે.

ઓલબ્લેસ બાગ લેન,<br>
ગીરગામ, મુંબઇ, તા૦<br>
૧-૯-૧૯૨૦.

માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.




BAI MANECKBAI DOSSABHOY UMRIGAR.

Born 16th February 1861. Died 18th December 1905.



આ પુસ્તક

નેકનામ બહેસ્તનશીન

# બાઈ માણેકબાઈ ડોસાભાઈ ઉમરીગર

જેવણુ

એક ભલાં મોહબ્બતદાર અને માયાળુ માતા હતાં,

એક રાંક રહેમદિલ અને ધાર્મિક બાનું હતાં,

હાજતમંદ આદમીઓના દસ્તગીર નિવડયાં હતાં,

ગરીબ બાળકોની કેળવણી માટે કાળજી રાખતાં હતાં,

અને જેવણે તેવી કાળજી પોતાની હૈયાતી બાદ પણ

## ઇગતપુરીમાં ધર્માદા શાળા

સ્થાપવા માટે જોગવાઈ કરી પુરી પાડી હતી

તેવણુની

અશો યાદમાં અર્પણ કરવામાં આવે છે.



## અનુક્રમણિકા.

——:o:——

# Casket of Gems.
## Instructive & Amusive.
## PART-2.

# જ્ઞાન ગમતનાં ગૌહરો—ભાગ ૨ જો.

(સમજણ, સરેહ, દ્રષ્ટાંત, અને ગદ્ય-પદ્ય સખાંમણી સહિત.)

### પારસી પ્રાર્થનાની એજમતી અસર:-

More things are wrought by prayer,
Then this world dreams of. Therefore let they voice
Rise like a fountain for God night and day;
For what are men better than sheep or goats,
That nourish a blind life within the brain,
If, after knowing God, they lift not hands of prayers,
Both, themselves and those who call them friend.

(*Alfred Tennyson.*)

આપણે સ્વપ્નામાં પણ વિચારી નહિ શકિએ તે કરતાં વધુ લાભ બંદગીથી હાંસલ થઇ શકે છે. તેટલાં માટે તારો અવાજ ફુવારાનાં ઉછળતાં પાણી મિસાલ રાત અને દિવસ તે દાદારની દરગાહમાં પ્હોંચાડતો રહે. ઇશ્વરને પિછાણ્યા પછી આપણે પોતાને માટે અને આપણા મિત્રોને માટે તેની બંદગીમાં આપણા હાથ ઉંચા નહિ કર્યે તો, અંદરખાનેથી આંધળી જીંદગી ગુજારનાર કિંવા કિરતારની ઓળખ નહિ ધરાવનાર બકરાં મેંઢાં કરતાં આપણે પોતાને વધારે ચઢયાતા કેમ લેખાવી શકિએ ?

ખરાં દિલથી કીધેલી બંદગીનો જવાબ આપણને મલ્યા વિના રહેતો નથી. પાક મનશ્ની અને ભકિતથી ખુદા પાસે માંગેલી અરજ કદી વ્યર્થ જતી નથી. માત્ર મોહડેથી નહિ બલકે અંતઃકરણનાં ઉંડાણમાંથી જો તમે અવાજ કહાડશો કે, "ઓ મહા જ્ઞાની સાહેબ ! તું મારી મદદે પ્હોંચ." (જશમે અવંઘહે મઝ્દ !) તો તે તમારી યારીએ બાજરૂર આવશે. માણસની ઉપર જે દુષ્ટ શકિતઓ હુમલો કરે છે, અને તેને ખરાબ માર્ગે દોરવી લઈ જવાની કોશેશ કરે છે, તેમને અટકાવવા માટે બંદગી એક ઢાલ (*Shield*)ની ગરજ સારે છે. વંદીદાદમાં આપણને જણાવવામાં આવ્યું છે કે, જ્યારે અંગ્રે-મેન્યુસ અને તેના સાથીઓ અશો જરથોસ્તને ઇજા પ્હોંચાડવા અને તેવણને લલચાવવા આવ્યા ત્યારે તેવણ અહુનવરની બંદગીના પાક કલામ મોટે સાદે ભણ્યા હતા, જેથી તે બુરી દયાનતવાળા અંગ્રેમેન્યુસ અને તેના ફર્માનબરદારોને નિષ્ફળતા મળી હતી. પારસીઓ વચ્ચે સંગિત-કિર્તનની શુભ પહેલ ફાએશ કરીને કદીમ જરથોસ્તી

ન્યાગાનોનાં નેક નામ અને કીર્તિવંત કામની ભલી યાદ કોમની ઉધરતી ઓલાદના કોમળ કાનપર જ્ઞાન ભેગા ગમતનાં સુંદર શિક્ષણથી સરઅવસરે અઠડાવનાર મી૦ ધનજીભાઇ નવરોજજી પટેલની બએતો પ્રમાણે ગનામીનોએ નબીને પ્રશ્ન પુછ્યો કે—

કહે કેમ કરશે તું મુજપર કહેર,
લેશે તું કેવી રીતે તારૂં વેર.
મને ચાહે કરવા લડી તું બતંગ,
કયાં હથિયારોથી કરશે તું જંગ.
કેમ કરશે કુદરત તું મારી ખુવાર,
કેમ કરશે મારો ફના કારોબાર.
કયા તે વચનથી થઇશ હું ખતમ,
કયા તે વચનથી તું કરશે સિતમ.

**નબીનો ઉતર.**

સરસમાં સરસ છે ગિનોઇ સુખન,
પહડું તો જળે તુંજ તનમે આગન.
છે મારી પાસે અહુનવર કલામ,
કરીશ તે વડે તારો કિસ્સો તમામ.
પહડી તે કલામો કરીશ તારો નાશ,
નથી તે સીવા કંઈ મને બીજી આશ.
જ્યાં તક જમાનો છે બેકિનાર,
હકુમત ત્હારી કરીશ બિસમાર.

બાદ જરથોસ્ત સાહેબે બુલંદ અવાજે સદરહુ કલામો ગાતાં ઉપર જણાવેલો અંજામ આવ્યો.

બારસો વર્ષની વાત ઉપર જરથોસ્તીઓ ઈરાનથી અકળાતા ઝિકાતા હિંદુસ્તાન તરફ નિકળી આવ્યા તે વેળાએ ચાર દીનદાર મોબેદોની એક ટોળી પાછળથી હિંદુસ્તાન આવવાને ઉપડી હતી. મોગલોના દોરથી નાહસતા ભાગતા તેઓ એક સાંજે ઝાડ તળે વિસામો લેવાને બેઠા. વાખાના મારેલા આ મોબેદો ઉપર થોડાક મોગલોની નજર પડી. તેઓ તેમની પુઠે લાગી તેજ દિને રાત્રે તેમને ઠાર કરવાના વિચારથી શોધ ચલાવતા ઝાડ નિચે આવી લાગા. તેઓ એટલા નઝદીક હતા કે પેલા પરહેઝગાર મોબેદો (જેઓ રાતની સરોશ યશત કરવામાં રોકાયલા હતા તેઓ) તે મોગલોને મોટી શમશેરો અને છાતીમાં ખોસેલાં ખંજરો સાથે જોઇ શકતા હતા. પણ મોગલોની નજર સામે આ મિનોઇ અવસ્તાવાણીની ખુબીથી એક મજબુત કીલ્લો બંધાઈ ગયલો જણાયો, આ નહિ ધારેલી મુશકેલીથી મોગલો નાચાર થઇ પાછા ફર્યા, અને મોબેદોના જાન અવસ્તાવાણીએ બચાવ્યા. આ બાબત એક પુરાણાં પુસ્તક મધેથી "કાકા કહાણનાં ચુંટી કાઢેલાં લખાણ"માં લીધી છે.

જરથોસ્તી ક્રિયા ભણતરો એવી ઉત્તમ અસર નિપજાવે છે કે જો નેક નૈયત અને નિર્મળ યકિનદારીથી હરેક આફત વેળા ખરાં જીગરની ખાહેશ વખ્તસર કિરતાર પાસે રજુ કરવામાં આવે છે તો, તે કવચિતજ અકારત જાય છે. તેની ગવાહી સને ૧૮૭૧ ના ડીસેમ્બર માસમાં આપણને મળી હતી. એ હિંગામમાં મર્હુમ શહેનશાહ સાતમાં ઍડવર્ડ (તે વખતના પ્રિન્સ ઑફ વેલ્સ) ઘણા બિમાર ચાલ્યા કરતા હતા. આથી પારસીઓએ સર્વે ઠેકાણે ભેગા મળીને તે નામદાર પોતાની માંદગીમાંથી જલદી ફારેગ થઇ ઉઠે એવી દરેક

આતશકદેહોમાં એબાદત કરી હતી, કહે છે કે આ એબાદતની ખબર ઇંગ્લંડમાં તારદ્વારા ફેલાતાં, તેમની ગંભિર સ્થિતિમાં ધિમો પણ ધરખમ સુધારો થવા લાગ્યો હતો. એ બનાવને ત્યાંના પ્રસિદ્ધ "સ્પૅક્ટેટર" પત્રએ પોતાનાં તા ૨૦-૧૨-૧૮૭૧ નાં અંકમાં "*Dramatic Incident*" ની ઉપમાં આપી આખેરમાં જણાવ્યું હતું કે—

It may gratify the worthy Parsis to know that it was not till after their devotions had been performed that the illness took a favourable turn. To them atleast in this case the *post hoc* will be identical with the *proper hoc.*

તે નામદાર સદંતર સારા થયા તેની શુક્રગુજારીમાં મુંબઇનાં વાડયાજીનાં આતશબેહરામમાં ભેગી થયલી એક વધુ ગંજાવર મિજલસમાં સર્વેએ ઉભા રહી એક અવાજે ઝંદ અવસ્તામાં પ્રાર્થના કરી હતી, જે તે ભાષામાં અત્રે રજુ ન થઇ શકતી હોવાથી તેનો ઇંગ્રેજી તરજુમો આપીશું.

O Almighty Ahura Mazda, Lord of Immortality, &c., Thou hast declared in the Avesta, through our holy prophet the pious Zarthost, *that there is one specific remedy for illness which the most learned doctors failed to cure, and that remedy is prayer*. Thou, Lord of Truth, hast shown us an instance of the promise by rescu·

ing Albert Edward the Prince of Wales from his late serious illness, and hast gladdened our hearts by restoring to him his usual health. We, the Mazdayasnans (believers in one God), therefore humbly and sincerely thank Thee.

યઝદેગર્દ શેહરીઆરના વખ્તમાં પારસીઓ રાજપાત ખોહી બેસવા બાદ તેઓનો એક મોટો ભાગ આફ્ત હાડમારીનો માર્યો ઇરાન દેશ તજી પોતાના દીન ધર્મને માટે હિંદુસ્તાન આવી દિવ બંદરે ઉતર્યો હતો. ત્યાં પણ તેઓને ઘણુંક વર્ષ ચાલુ હાડમારી અને સતાવણીમાં પસાર કરવા પડયાં. પોતાના ધર્મને વટિક અપમાન થતાં જોઇ દિવથી તેઓ દરીઆ માર્ગે ગુજરાત તરફ જવા ઉપડયા ત્યારે તે કમનસિબોને રત્નાગર સાગરે સુધાં તુફાનના વમળમાં સપડાવી બહુ અહેરાન કર્યા, અને એ તમામ ભાગ ડુબી જઇ ફના થાય એવી સ્થિતિમાં આવી પડયો.

ઉછળીને દરીઓ થયો જોશમંદ,<br>
સરસર સપાટાથી ફુંકયો પવન.<br>
ચરચર ચિરાઇ ગયાં ઝાજ સડ,<br>
થરથર થથડીયાં સૌનાં જીગર.<br>
છરાછર મોજા મારે ઉછાલ,<br>
હરપળ કરે કીશતી પાયમાલ.<br>
રૂઠી એવી નયાગાનોપર કુદરત,<br>
ખફા કેમ થયાં એમ આવાં યઝદ?

આ વેળા તે કીશતી ઉપરના જરથોસ્તી નર નારીઓએ હિંમત નહિ હારતાં ધિરજ પકડી તથા કુસ્તી પાદયાબ કરી તથા

જગાંપર ધરી ઝંદ અવસ્તા મહાન,
મદદ ચાહી ઝુંકી, ઓ રહેમાન!
હમ લાચારોનો આધાર તું,
આ તુફાની બળાથી નિવાર તું.
ઓ તું ફતેહમંદ બહેરામ યઝદ!
હમ પારસીઓને કર તું મદદ.
હમ પારસીઓના આ છે કલામ,
અગર પહોંચ્યે હમ સલામત મુકામ,
હમો સ્થાપીશું ત્યાં આતશબહેરામ,
કરીશું સેતાયશ તેની મુદામ.

આ માંગી મુરાદ બર આવી, અને કાંઇએ હાની વગર સંજાન જઇ પુગવા પછી તેઓએ પોતાની માનેલી માનતા મુજબ ત્યાં એક એબાદતખાનું પરથયું હતું.

યકીન વિશેની એવીજ એક બીજી વાત જણાવીશું. કહે છે કે આગલા વખ્તમાં સુરતથી મુંબઈ જતું એક વાહણ પવનના સુસવાતા અને તુફાનથી ડુબવા લાગ્યું. તેમાં બેઠેલા એક મોબેદે યથા અહુ વેરીઓના કલામ ભણવા માંડયા. ઇશ્વર ઇચ્છાએ વાહણ ડોળતું બંધ પડયું, અને સર્વે સહિસલામત મુંબઇ પહોંચ્યા. ખારવા ખલાસીઓ આ એજમતિ કલામને મંત્ર જાણી અજબ થયા. એક સમે લાંબી મુદતે તેજ ખલાસીઓનું વાહણ તુફાનમાં સપડાયું ત્યારે તેઓ પેલું મંત્ર "પારહી તારો થાબ-

રિઓ, પારહી તારો થાબરિઓ" અશુદ્ધ ઉચ્ચારે ભણવા લાગ્યા. એમ કરતાં કિરતાર કૃપાએ સંકટ સમી ગયું, અને આભારી ખારવાઓમાં આજ તુલિક "પારહી થાબરિઆ"નું યકીન રહી ગયું છે. આ રમુજી બાબત બીજા પ્રસંગે વિગતવાર પેશ કરીશું.

ભણો ગણો ને માગો મન મુરાદ,
સાહેબ લાવશે બર આબાદ.

વર્ષાદની ચાલુ ગેરહાજરીને લીધે થઇ પડેલા ચિંતાતુર માગલાથી માલેક બધાંને મુકત કરે એવી એક ભેગી જાહેર બંદગી મુંબઇના પારસી પંચાએતના ત્રસ્ટીઓની આગેવાની હેઠળ તા૦ ૩૦મી જુલાઇ સને ૧૯૧૧ને દીને ગીરગામ મધેના ઑલબ્લેસ બાગમાં જરથોસ્તી બાનુઓ અને ગૃહસ્થોની જંગી હાજરી વચ્ચે કરવામાં આવી હતી. તે વેળાએ જશનનાં પવિત્ર ક્રિયા ભણતર સાથેજ મેઘરાજ ભારે બળ સાથ અચાનક પધાર્યા હતા, અને તમામ રૈયતનાં રંજીદાં જીગરને તે ઘડીથી રાહત આપવા માંડી હતી. ખરા જુસ્સાથી અર્જ ગુજારવામાં આવે છે તો, તે પાક પરવર કેટલે દરજ્જે પાર પાડે છે તેનો ભાસ આપતાં રેવરંડ સૅકર પણ કહે છે કે, "*When prayer mounts upon the wing of fervour to God, then answers come down like lightening from God.*"

**ગજલ.**

મુખ મીઠું નામ સાહેબનું લઇ કામ સદા કરો,
દેણુ તેની એબાદતનું અવ્વલ અદા કરો.
મોરાદો બર લાવશે, મુસ્કેલી સઉ ટાળશે,
લઇ કુમક એ નામની, ન કોઇ ભયથી ડરો.

દુનીઆઇ આશ આશરે, છે પોકળ ને તકલીદી,
આધાર ઇશ હેતનો, તેજ મુસ્તકીમ ખરો.

*　　*　　*

બાયડી બાબે બળાપો:—

She's not what fancy painted her,
I am sadly taken in;
If some one else had won her heart,
I should not have cared a pin.
I thought that she was mild and good,
As maiden ever could be;
I wonder how she ever could
Have so much humbugged me.
They cluster round and shake my hand–
They tell me I am blest;
My case they do not understand,
I think that I know best.
They say she's fairest of the fair–
They drive me mad and madder;
What do they mean by it? I swear
I only wish they had her.

(*David Bates.*)

**સમજણ:**—કુદરતે તેણીને જેવી રૂપાળી બનાવી છે તેવા લાયક ગુણની તે નથી. ભોગ મ્હારા કે હું સાબુત ઠગાયો! કોઇએ અગર

તેણીનું અંતઃકરણ જીતી લીધું હોત તો, મેં તેની રજભાર તુંબા કરી હતે નહિ. જવાન છોકરીઓ સાધારણ રીતે જોતાં જેવી સાલેસ અને નમાની હોય છે તેવી તેણીને પણ મેં લેખી હતી. એટલી હદ સુધી તેણીએ મને થાપબાજી આપી એ અજબ છે. મારા મિત્રો ચોપાસ જમાવ થઇ મારા હાથ સાથ હાથ મેળવે છે ને મુબારકબાદી આપે છે; પણ મારી અભાગી હાલતનો ખરો ખ્યાલ ખુદ મારા સિવાય તેઓ કયાંથી કરી શકે? તે ખુબસુરતીના એક નાદર નમુનારૂપ છે એવાં વચન ઉચ્ચારી તેઓ મને ઘેલો દિવાનો બનાવે છે; લેકિન તેઓ કહેવા શું માગે છે? કસમપર કહું છું કે તેઓ મધેથી કોઇ સાથ તેણીનું સંધાયું હોત તો હું શાદમાન થતે.

એક ઇસમ લગ્ન લગાવવા આતુર હતો, લેકિન ગરીબાઇ તેની આડે ગજબ કરતી હતી. વારંવાર તે વમાસતો કે, "મારી સાથે કદખુદાઇ કરી મારી આ કુંવારી કંટાળાભરેલી હાલતનો કોઇ ઓરત અંત ન આણે? હું દેખાવડો નથી, તેમ મારો ચહેરો ભમ્મી ખાવા જેવો પણ નથી. હું અમીર નથી, તેમ ફકીર પણ નથી. હું ઉંચ ખાનદાની નથી, છતાં મારી રગોમાં સ્વચ્છ લોહી દોડે છે. માલેતોજાર મિત્રોથી હું મોહતાજ હોઇશ, લેકિન તનદરોસ્ત પ્રકૃતિથી બાકાત નથી. સુખનાં શિખર ઉપર હું ચઢી બેઠો નથી, તેમ દુઃખના દરીઆમાં ડુબેલોએ નથી. મારાં નસિબે ધન ન હશે, છતાં ધાન્ય તો છેજ! 'બ્રીટીશ ચૅનલ' ઓળંગી જવાની કબુલાતે મને મોહરદાર મળવાની હોય નો, તે જોખમ ખેડવા પણ હું તૈયાર છું. આ મારા હવાઇ ઉભરા નથી. પગે પડી આજીજી કરૂં છું કે કોઇ બાનું મને વરે-ખુદા ખાતર મારી સાથ કોઇ શેહાદી કરે." મુજવણમાં

પડેલા આ માણુસની મુરાદ દયાળુ દાતાર આખરે બર લાવ્યે.! નવો નિશાળ્યો નવ દહાડાનાં ધોરણે થોડો વખત ઠીક ગાડું ગબડવા બાદ બાપડાને આખરે બબડવું પડયું કે--

All is over! I am married!
    What a hasty fool was I?
Where's the end of all creation?
    Let, oh, let me thither fly!
Help oh, help me, cunning lawyer!
    Loose my bonds and set me free.
I will be your debtor ever,
    If you will unmarry me.

ખેલ ખતમ! હું ગોઠવાઇ ગયો! કેવો ઉતાવળ્યો ઉજબખ હું છું! સૃષ્ટિની સઘળી પેદાશનો અંત કયાં આવી અટકે છે તે કોઇ કહેશે મને? કૃપા કરી મને ત્યાં પલાયણ કરવા દયો! મદદ કર, મને મદદ કર, ઓ તું ઉંધા ધારાના હિમાયતી! કાંઇ કસરેવજી ચલાવી જોરૂની જંજીરમાંથી મને મુકત કર. છતી રાંડે મને રંડાપો અપાવશે તો તારાં હમેશનાં અહેશાનમાં હું રહીશ.

*   *   *

## દુનિયાસે ના બાંધો દિલ!—

### ગજલ.

અજલકે કુચેમે તેરા ગુજાર હોવેગા,
તેરા કરાર બ દારૂલ કરાર હોવેગા.

ધરેંગે તુજ કુ જનાજેમે તખ્તે શાહીસે,
ગર ખઝીને વ લશ્કર હજાર હોવેગા.

લેહદકે ગોશેમે તુજકો જમીનપે સોના હય,
બદન તેરા ખોરશે મુર વ માર હોવેગા.
અગરચે બાગે જેહાંમેં તું મીસલે ગુલ હોવેગા,
પ તેરી ખાકપે આખેરકુ ખાર હોવેગા.
ન દર ખુદાપે તું ગુનાહ કરતા હય,
ન જાનું કયા તેરા અંજામે કાર હોવેગા.
તમઆ કોસીસે ન રખ પ્યાસ જેહાંને ફાનીસે,
સેવા અમલકે તેરે કોણ યાર હોવેગા.
અગર છુપાએ કીસી તહરેસે તું અપના કીઆ,
લેકીન એક દીન વોહ સબ આશકાર હોવેગા.
હરેક હલાલસે તેરે હેસાબ લેવેંગા,
હરેક હરામકા તેરે શુમાર હોવેગા.
તું અપની કુચકી ફીકર કર હ્યાં શેદા,
કલામે શાદી તેરા કાયમ હોવેગા.

**સમજણ**:—મોતની ગલીમાં તારૂં આયંદે જવું થશે, અને તારા આરામની જગ્યા તે આરામની દુનિઆમાં **થશે**. બાદશાહી ગાદી ઉપરથી તુંને એક દહાડો ઉઠાડી જનાજામાં સુવાડવામાં આવશે, પછી તારી સોડે માલ મિલકત અને હજારો ઇસમની ફોજ હશે તો **શું** થયું? તુંને જમિનમાં ઘોરની અંદરના ખાડામાં સદાની શાંત નિદ્રા લેવી પડશે, અને કીડી મકોડી કે સર્પની ઉજાણી દાખલ તારૂં કાલબુદ કામ લાગશે. આ અવનીના બાગમાં તું ફુલ સમાન પમરતો ને સુંવાળો હશે, છતાં તારી મટી ઉપર આખરે કાંટા ઉગશે. દાદારની દરૂસ્ત રાખવા વિના તું પાપી કાર્યોમાં ડુબેલો રહે છે, પણ છેવટે

તારી કેવી સ્થિતિ થશે તે હું કલ્પી શકતો નથી. આ ફના થનારી દુનિઆમાં કશી લાલચ કોઇથી તું ના રાખ, કાંકે તારાં કર્તુક સિવાય કોઇ તારા ભાગીદાર થવાના નથી. કોઇ યુકિતથી તારૂં કીધેલું કદાચ તું છુપાવશે, લેકિન એક દિવસ તે સર્વે જાહેર રૂપ લેશે. તારાં તમામ વાજબી કામોનો તે કિરતાર તોલ કરશે, અને તારાં તમામ ગયરવાજબી કામોની પણ ગણત્રી કરવાગાં આવશે. ઓ શેદા, આ જગતથી વિદાય થવાના કાંઇબી અંદેશામાં તું પડ, તારા દિલખુશ સખુનોજ માત્ર અત્રે કાયમ રહેશે.

અઝ બેહેરે અઝુછીરા ચનદીન ચેહ કશી કાબીન,
વઝે બહેરે નાન તા કય શમશીર વ સેનાન બીની.

એક બુઢી ઓરત ખાતર શા માટે તમો એટલી ભારી રીત આપો છો? ત્રણ નાનો માટે તરવાર અને ભાલા ઉપર તમો કયાં તૂલિક નેગાહ રાખશો?

એક બદસુરત બુઢયા (જગત) ખાતર તમો શું કામ અસહ્ય રંજ ખેંચો છો? નસિબનાં નખરાં (ત્રણ નાનો) ઉપર ઇતબાર મૂકી શા કાજે લડાઇ ને ફેસાદ ઉઠાવો છો? આ ત્રણ નાનોની સમજ એક બીજો ફાર્સિ શાએર નિચે મુજબ આપે છે.

દેલા યારા સે કેસમ અંદર બે દાની,
નાની અંદો, જુબાની અંદો, જાની.
બ નાની નાન દેહઓ અજ દુર એરાંનશ,
તવાજો કુન બ યારાંને જુબાની.
વ લેકીન યારે જાનીરા બદસ્ત આર,
બ અંદેશાં જાન બીદેહ ગર મીતવાની.

એ દિલ તું સમજ કે આ દુનિઆમાં નાની, જુઆની, અને જાની નામના ત્રણ મિત્રો છે. પહેલાની મિત્રાચારી આઇતું હોઇયાં કરવાનું મળશે ત્યાં સુધીજ માત્ર રહેશે; માટે તેને થોડું આપી જલદી ખેરવી નાખવો. બીજો મિત્ર મીઠી બોલીનો છે, જેની સાથે લાયક આદરભાવથી વર્તવું. ત્રીજો પોતાનાં નામ પ્રમાણે આપણી મુશ્કેલી વેળાએ જાન કાઢી આપનારો મિત્ર છે; માટે તેનો સંબંધ સદા સાચવી રાખી તેના આભારમાં પ્રસંગ પડવે જીવ પણ બને તો કુરબાન કરવો.

ત્રણ તરેહના હોય છે આ અવનીમાં યાર,
નાની જુઆની ને જાની દિલદાર.
નાનીને નાન આપીનેજ કરજે સલામ,
જુઆનીને દેજે તું યોગ્ય અક્રામ.
પણ જાનીની કરજે તું જીવથી સંભાળ,
દેખાડજે તે ખાતર તારૂં હર વહાળ.

હાફેઝ શિરાઝ કહે છે કે—

મજુ દરૂસ્તીએ અહદ અજ જેહાંને સોસ્ત નહા,
કે ઇન અજુજે અરૂસ હજાર દામાદ અસ્ત.

આ સુસ્ત દેખાતી જગત ઉપર વિશ્વાસ નહિ રાખશો, કારણ એ બુઢયાને હજાર ભરથાર છે.

તરકે દુનિઆ ગીર તા સુલતાન શવી,
વગરને હમચુ ચર્ખ સરગરદાન શવી.

તું એક બાદશાહ સમાન રોઅવંત થવા ઇચ્છતો હોય તો, આ અવનિની મોહીનીને તજી દે; નહિતર ફરતા આકાશ મિસાલ અહેરાન પરેશાન થઇ, અહિં તહિં હંમેશ ગોતાં ખાયા કરશે.

રખે કરતું દુનિઆની સાથે કોઇ પ્યાર,
કે નથી આપ્યો કોઇને ન આપશે એ હાર.
નહિ રહેશે એકુએ જીવ હયાં જાવેદાન,
દુનિઆસે દિલ બાંધનાર ઠરસે નાદાન.

* * *

## અજાણ્યું અને આંધળું એકસાનઃ-

કેટલિક વેળા કવિતાની લીટિઓ એટલા ઉંડા ભેદમાં મુકેલી હોય છે કે તેનો મુળ અર્થ તે કવિતા રચનારજ સમજાવી શકે. એવા ભેદી અલંકારને "ગુહ્યાલંકાર" કરી કહે છે.

દીજે તો બેસ્યાકો દીજે, બ્રાહ્મણ દીજે નર્ક પડીજે;
બેસ્યા દીજે બાંધે વંશ, બ્રાહ્મણ દીજે થાય નિર્વંશ.

કવિ ગદતું આ કાવ્ય સાંભળી એક ચટપટગો ઘણો વિસ્મય પામ્યો ને કવિ પાસે જઇ તેનો ખુલાસો ચાહ્યો કે, "આપવું તો એક હલકત પેસો કરનારી ઓરતને આપવું, અને બ્રાહ્મણ જેવા એક ધર્મગુરૂને આપ્યે તો નર્કમાં જઇએ; વળી એવી સ્ત્રીને આપ્યે તો બાળબચ્ચાંનો વંશવેળો બંધાય, અને બ્રાહ્મણ જેવાને આપ્યે તો સંતાન વગરના રહી જવાય, એ કેમ બને?" પ્રત્યુત્તરમાં કવિએ હસીને જણાવ્યું, "વારાંગનાની લંપટમાં એક બ્રાહ્મણ લપટાયલો હતો

જેથી તેની બાયડીએ પોતાની આબરૂ ઇજ્જતની બરબાદી થયલી લેખી પોતાના પતિને ઝેર આપવાનો કસદ કર્યો. આ વાતથી વાકેફ થઇ તેણીને મેં રસ્તો દેખાડયો કે, પતિને બદલે તેની સાથે જનાકારી કરનારી પેલી હલકી ઓરતને તું વિષ આપ. ધણીને આપવાથી તું નર્કમાં પડશે, પણ આ નાપાક નારને આપશે તો ત્હારો ધણી પોતાનાં પાપ કાજે પસ્તાવો કરી ત્હારી સાથે કદાચ પાછો સંબંધ રાખશે જેથી ત્હારાં બાળકોની વૃદ્ધિ થશે. બાકી ત્હારા ધણીનેજ ઝેર દેશે તો તું કોઇએ સંતાન વગરની વાંઝણી રહી જશે!" વાહ, કેવી ભેદી ફસાહત!

ઇંગ્રેજીમાં કહેતી છે કે, *Ignorance is bliss*. તેમ કેટલિક વાર અજ્ઞાનપણું મોટા આશિર્વાદની ગરજ સારે છે.

બેત.

કફે શાહ મહમુદ આલી તબાર,
નેહ અંદર નેહ આમદ સેહ અંદર ચેહાર.

પોતાના બોલેલા બોલ ઉપર પાણી ફેરવનાર સુલતાન મહમુદ સબકતગિન સામે તેની સખ્ત બદનક્ષી કરનારી એક કવિતા શાએર ફિરદોસીએ લખી હતી, જેની ઉપલી બે લીટીઓ ઘણા સરસ ઉંડા અર્થમાં મુકી છે. મુળ મતલબ નહિ સમજાય એવો તેનો ખુલ્લો ઢંગઢડા વગરનો તરજુમો એજ થાય છે કે, "બુલંદ બુનિઆદના શાહ મહમુદનો હાથ નવની અંદર નવ અને ત્રણની અંદર ચાર આવ્યો." પણ ના! ખરે અર્થ જુદોજ છે જે શાએરની સાથેજ સ્વર્ગવાસ થયો છે; છતાં તે સમજાવવાની બે જાણીતા લેખકો હામ ભિડે છે.

આપણાં મનનો ગુંચવાડો દૂર કરવા મી૦ સોહરાબજી મનચેરજી દેશાઇ કહે છે કે, આ ગુણાકારમાં ફિરદોસીએ તો મહમુદને માઠું લગાડયું છે. તેનો ભેદ એવો છે કે નવમાં નવ આવ્યા, યાને ૯×૯=૮૧ થયા; અને ત્રણમાં ચાર આવ્યા, યાને ૩×૪=૧૨ થયા. તે મળી ૯૩ થયા. હવે નિશાનિઓની વાત કરવાની રીતમાં ૯૦ બતાવવા હોય ત્યારે હાથના અંગુઠાની પાસેનું આંગળું (Fore-finger) અંગુઠાના છેક નિચેના કાપા ઉપર મૂકીને બતાવવું; અને ૯૩ બતાવવાને માટે બાકી રહેલાં ત્રણ આંગળાં વાલ્યે તો ૯૦+૩=૯૩ થાય છે. એમ આંગળાં વાળી જુઓ, અને તમારી મુઠી વળેલી જણાશે. જેનો અર્થ એ કે, મહમુદ પાદશાહનો હાથ ખુલ્લો, અર્થાત દુલ્લો નથી, પણ બંધ વાળી મુકેલો છે. યાને સખાવત કરવામાં તે નકામો છે.

ડૉ૦ જીવનજી જમશેદજી મોદી સેરો મારે છે કે, આં મતલબ કંજુસની છે. પણ 'નવની અંદર નવ' અને 'ત્રણની અંદર ચાર' એવી ઇબારતનો આ અર્થ કેમ થયો તે બાબે મો૦ મોહલ અટકલ કરે છે જે, તે કોઇ કિસમની રમત ઉપરથી લીધું હોય! કેટલાકો 'સેહ અંદર ચેહાર' ને બદલે 'ચેહાર અંદર ચેહાર' લે છે, અને પછી સમજાવે છે કે 'મૂઠી વાળવી' એ કંજુસાઇની નિશાની છે. આપણે મૂઠી વાળીને દેખાડીએ છિએ કે ફલાણાનો હાથ તંગ છે; યાને તે કંજુસ છે, હવે અંગુઠો બાહેર રાખી મૂઠી વાળતાં બન્ને બાજુએ ફારસિં નવના જેવો આકાર બને છે. તેથી ફિરદોસી લખે

છે કે 'નવની અંદર નવ' એટલે બન્ને બાજુએ ઉપર અને નિચે નવ બને તેવો મહમુદનો હાથ હતો. વળી અંગુઠો બાહેર રાખી મૂઠી વાળતાં નિચે ચાર આંગળાં મડેલાં હોય છે, અને ઉપર તેજ આંગળાંનાં ચાર તાંચાં હોય છે તે ઉપરથી શાએર 'ચેહાર અંદર ચેહાર' લખે છે.

અબજદ અને રમલના કાયદા પ્રમાણે એક બીજાં પુસ્તકમાં નિચલો ખુલાસો અપાયલો મારા વાંચવામાં આવ્યો છે. "મોટા ખાનદાનના સુલતાન મહમુદનો હાથ નવમાં નવ અને ત્રણમાં ચાર આવ્યો." આ વાકયની સમજણુ એ છે કે ૯×૯=૮૧; અને ૩×૪=૧૨ આવે છે. હવે અબજદના કાયદા મુજબ ૮૧ ની સંખ્યા માટેનો બોલ રમલને કાયદે બોલ કરતાં આપણી મતલબને સાચવનારો "લઇમ" આવે છે જેનો અર્થ "બખિલ" થાય છે. એજ મુજબ ૧૨ ની સંખ્યા માટેનો શબ્દ "બુદ" આવે છે જેનો અર્થ "હતો" થાય છે. "લઇમ બુદ"નો ગુજરાતી માયનો "બખિલ હતો" કરી ઉઠે છે, અને ફિરદોસીના આ ભેદી ફાર્સિ મિસરાની મતલબ એજ સમજવી.

ઉપલી સમજાવતોમાંથી ચાહે તેને આળા દરજ્જો આપો! તોએ એટલું તો વગર શકે સિદ્ધ થાય છે કે આ લીટિઓમાં શાએરે મહમુદને મખિચુસ દાખલ ઓળખાવ્યો છે, જે વાત તેની તવારિખ જાણનાર દરેકને રોશન છે. મરતી વખ્તે એકંદર દોલતના ઢગલા આગળ બેસીને ન્હાના બાળક માફક વિહલાં મોહડે તે પોકારવા લાગ્યો હતો કે, "હાયરે, આમાંનુ કશું મારી સાથે શું નહિજ આવવાનું?"

દોહરો.

લોભી ધન ઢગલો કરી, અંતે મુવો રોઇ;
મરતાં મહમુદ ગઝનવી, રોયો ખજાનો જોઇ.

*　*　*

## કેવા શખ્સનો સંગ કરવો?–

ફાર્સિ લેખ.

અગર બા મરદુમે દાના નશીની,
બ માઅની અજ હમે બાલા નશીની.
અગર નાદાન બુવદ હમ સોહબતે તો,
હમાન બહેતર કે ખુદ તન્હા નશીની.

શાન સલુકવાળા દાનાવો સંગાથ તું ઉઠતો બેસતો રહેશે તો, બાતેનમાં બુલંદ દરજ્જો ધરાવતો થશે; પણ તુંને કમઅકલી ટચાક મિત્રો મળતા હોય તો, તેમની સાથે દોસ્તીનો ગાંઠો બાંધી રાખવા કરતાં તારા એકલા અટુલા ગાર્ગમાં રહેવામાંજ મોટી શોભા આબરૂ સમજે,

સજ્જન પ્રીતિ યું કરે, હરદી ન ચુના હેત;
હરદી ન જરદી તજે, ચુના ન રહે સ્વેત.

સારા આદમીના સમાગમમાં આપણાં આવવાથી, તે પોતે તો પોતાનો ગુણ રહેવા દેવાનોજ, પણ તેની સંગતથી આપણા કાંઇ અવગુણ હશે તે સુદ્ધાં સદગુણમાં બદલાઇ જશે. જેમ કે હળદ સાથે ચુનો ભેળવાથી ચુનો પોતાનો અસલ રંગ ખોહી દે છે, લેકિન હળદ તો જેમની તેમ રહે છે.

તથાપી બુરા આદમીના સમાગમથી એવી કાંઈ ફાયદાની વકી ખવી ફોકટ છે. સબબ—

હરદી જરદી ન તજે, ખતરસ તજે ન આમ;
ગુણીજન ગુણ ન તજે, અવગુણ ન તજે ગુલામ.

હળદ અપોતો રંગ ગુમાવતી નથી, આમલી પોતાનો ખતાશ જતી નથી, નેક નર પોતાનું અસિલપણું છોડતો નથી, ને દુષ્ટ સમ અપોતાં બદફેલ દફે કરી શકતો નથી.

પ્રિયજન સોબતી કોણુને કહેવો કે જે કામ પડે ત્યારે ધન, જમિન, મકાનનો વિશ્રામ અને રાજ્યની લગામ આપે. સમય પ્રમાણે વાલી કોઇવાર પણ ભૂલઠાપ આપે નહિ, કે દગો ન કરે. ન્યાઇ કોઇ છળ કપટને કાપી નાખે, મિત્રની વાત ગુપ્ત રાખે, તેના બોલ બનતાં સૂધી ઉંચકી લે, અને વખ્ત આવે ત્યારે તેની કુમકે દોડે. એક ઠેકાણે શેકસપિઅર કહે છે કે—

I am not of that feather to shake off
My friend when he must need me. I do know him
A gentleman that well deserves a help,
Which he shall have! I'll pay the debt and free him.

હું તે તાવફાનો આદમી નથી કે જેમની માફક મારા હાજતમંદ મેત્રની મદદે ન જતાં તેને નિવારી મૂકું. મારી સંપુર્ણ સાક્ષતાવે

લાયક સદગૃહસ્થ દાખલ હું તેને લેખું છું કે જે સાચવતા તેને મળશેજ તેનું કરજ ચુકવી હું તેને છુટાપણું અપાવીશ.

કુપંથી નિવારી સુપંથ ચલાવા,
ગુણુ પ્રગટે અવગુણુકી દુરાવા.

આડા માર્ગથી આપણાં સ્વાનને સારા રાહ ઉપર લઇ જનાર, અને આપણી એબ ઉઘાડી નહિ પાડતાં આપણાં સારાં આચરણ આશકારા કરનાર, આપણો ખરો ખયરખવાહ મિત્ર.

ઇર્ષા, માન, અભિમાન નહિ, વિમળ, ત્યાગ, વૈરાગ હય;
સુનો બેટા વાસે સંગ કરી, પ્રભુ પ્રીતિ લાગત હય.

જેનામાં અદેખાઇ, હુંપદ, અભિમાન રહ્યું નથી, જે અશો થએ છે, જેણે દુનિઆની વસ્તુઓ મેળવવાની તલબ છોડી દાધી છે, જે સુખ-દુઃખ બન્નેને એકસરખી આંખે જોય છે, તેવા શખ્સને સંગ કરવાથી ઓ બેટા, ઇશ્વર તરફનો આપણો ચાહ ખેંચાય છે

અયોધ્યાના રાજા હરિશ્ચંદ્રનું રાજપાટ પોતાને સ્વાધિન લેનાર મહા ઋષી વિશ્વામિત્ર, રાજાના પ્રધાન વગેરેને સમજાવે છે કે, "તમારો રાજા તો હવે ફકીરી હાલતમાં જંગલોમાં ભટકતો ફરનાર છે તો પછી તેની સોબત જાળવી રાખી તેની પાછળ જવામાં તમોને શું ફાયદો થનાર છે?" સયનાપતિ બોલ્યો, "સુખી સુખ્યારા વખ્તમાં સોડ સાંધનાર ઘણા હોય છે, ધન દોલતનાં બળે દુમડાં ગઠડાવી મારનાર ઘણા હોય છે, મતલબ પાર પાડવા અર્થે દોસ્તીનું ડોળ ઘાલનાર ઘણા હોય છે, ફેલ ફરેબ રમી પૈસા સફા કરી જનાર

હુએ હોય છે, પણ કોઇની બરગસ્તે હાલતમાં દોસ્તીનો સંબંધ
રી રાખવામાં ગાન સમજતો હોય તો તે આ સેવક છે. એવા
રા ઐયામમાં કાંઇ બાજી ખેલી પવન જોઇ પિઠ નહિ ફેરવતો હોય
। તે આ સેવક છે.

## મુખમ્મેસ.

આરામમે તો કામમે આનેકો બહુત હય,
દોલત હો તો ફિર જાન ક્ષરાનેકો બહુત હય,
મતલબકે લિયે યાર કહાનેકો બહુત હય,
ખા જાનેકો ઔર બાત બનાનેકો બહુત હય,
દેતે હય બુરે વકતમે જો સાથ, વહ હમ હય,
ઉલફતસે ઉઠાતે જો નહિ હાથ, વહ હમ હય.

*  *  *

## આપણી હૈયાતીની હદઃ—

Seven years in childhood's sport and play 7
Seven years in school from day to day 14
Seven years at a trade, or college life 21
Seven years to find a place and wife 28
Seven years to pleasure's jollies given 35
Seven years to business hardly driven 42
Seven years for some a wild goose chase 49
Seven years for wealth, a bootlace race 56

Seven years for hoarding for your life 63
Seven years in weakness spent, and care 70

Then die and go—*you know where?*

એક ઇંગ્રેજ કવિ માણુસની જીંદગી સરેરાસ ૭૦ સાલની સ્વીકારી દર સાત વર્ષે તેને આગળ વધતો દેખાડી તેની વયને દસ ભાગમાં વહેંચી નાખે છે. પુરૂષ શરૂઆતમાં એક બાળક દાખલ મોજમજા અને રમતગમતમાં પોતાનો વખ્ત પસાર કરે છે. બાદ નિશાળે જઇ ત્યાંથી વેપારવનજમાં પડે છે, યા તો અભ્યાસ લંબાવવા કોલેજમાં જાય છે. આગળ ચાલતાં લગનના પવિત્ર બંધનથી એકત્ર થઇ સંસાર સુખ ભોગવતો ધંધાધાપાપર ધ્યાન દોડાવે છે. ત્યાર પછી જંગલી જનાવરોના શિકારના શોખ સાથે ધનદોલત, બાળબચ્ચાંની વૃદ્ધિ, અને આવતા હિંગામની જરૂરજોગી હાજતો ઉપર ઉડતી નજર ફેંકે છે. સેવટે નબળાઇ અને ફિકર ચિંતાનો માર્યો બાપડો સ્વર્ગે સિધારે છે.

હિપોક્રેટસ (Hipocrates) નામનો એક નામાંકિત ફિલસૂફ માણુસની હાલતમાં—બાળપણુથી બુઢ્ઢાઇ સુધીમાં—સાત રીતે ફેરફાર થતા જણાવે છે.

(૧) ૧ થી ૭ વર્ષ સુધીમાં બાળક દાખલનાં અજ્ઞાનપણુાંની હાલત.

(૨) ૭ થી ૧૪ વર્ષ સુધીમાં સમજદારીભરેલી હાલત.

(૩) ૧૪ થી ૨૮ વર્ષ સુધીમાં સંસારી હાલત.

(૪) ૨૮ થી ૩૫ વર્ષ સુધીમાં ધંધારોજગાર અને કુટુંબી ઝુસડીની હાલત.

(૫) ૩૫ થી ૪૭ વર્ષ સુધીમાં ભર જવાનીની હાલત.

(૬) ૪૭ થી ૫૭ વર્ષ સુધીમાં વળતાં પાણીની હાલત.

(૭) ૫૭ થી ૭૦ વર્ષ સુધીમાં માણુસ જઈફીભરેલી કમતાકાત સાથે બાળ હાલતમાં આવી પોતાની હૈયાતી ખતમ કરે છે.

**સોળ** વિના તે કયાંથી સાન ?
**વીસ** વિના તે કયાંથી વાન ?
**પચીસ** વર્ષે પણ નાદાન,
**ત્રીસે** આવે ભવનું ભાન,
**ચાલીસે** પુરું પકડે ધ્યાન,
**પચાસ** જોતાં પાકું જ્ઞાન.
**સાઠી** જોડે નાઠી બુધ્ધ,
રહે નહિ સંસારી શુધ્ધ.
**સીતેરાંએ** કાંઠો વળે,
ઘરમાં બેઠો મનથી બળે.
નસીબવંતો **હેંસી** જોય,
નહિકર છોરાં નક્કી રોય.

* * *

## જાત્રેદાન કોણ જવવાનું ?—

બેત.

હમીન મરહલે અસ્ત ઈ1 વિયાબાને દુર.
કે ગુમ શુદ દર ઉ લશ્કરે સેલમ વ તુર.
હમીન મંઝલ અસ્ત ઇન જેહાંને ખરાબ.
કે દીદે અસ્ત અયવાને અફ્રાસીઆબ.
કુજા રાએ પીરાને લશ્કર કશ અશ ?
કુજા શએદાએ ખંજર કશ અશ ?
કુજા રફ્ત શાહ ફ્રેદુને ગોરદ ?
કે અઝ પીરે ઝુઆક શાહી બે બોરદ ?
ખુદશ રફ્નો શાહી દીગરરા શપોરદ,
ઝુજ હસરત અઝ દેહર ચીઝી ન બોરદ.
બીઆતા જેહાંનરા બ બદ ન સપરીમ,
બ કુશેશ હમે દશત બ નીકી બરીમ.

(ફિરદોસી.)

સમજણઃ—આ ફાની જગતનું બિયાબાન તે તેજ જગા છે કે જેમાં (ફ્રેદુન પાદશાહના બેટા) સેલમ અને તુર જેવાઓનાં માહભારત લશ્કરો ગુમ થઇ ગયાં છે. વળી એ ખરાબીભરેલી જેહાન તે તેજ જગા છે કે જેના ઉપર એક વખ્ત અફ્રાસીઆબ જેવા મોટા શાહનશાહના બાગો અને મેહેલો બર્પા થયલા હતા. અરે! એજ શાહનશાહનો પેલો પીરાન જેવો દાનાવ અને ભલો વજીર ક્યાં ગયો? એજ અફ્રાસીઆબને પેલો શએદા

નામનો ખન્જરનો મારનાર શુરવીર બેટો કયાં કુચ કરી ગયો? પહેલવાની જોર ધરાવનારો ફરેદુન પાદશાહ કહો કયાં ગયો, કે જેણે ઝુઆક જેવા બુઢા અને જુલ્લમગાર પાદશાહને મારીને તેની શાહન-શાહત છિનવી લીધી હતી? નાપેકાર ઝુઆક પાદશાહ પણ પોતાનું રાજપાટ બીજાને હવાલે કરી દુનને લોકોની લ્યાનત સિવાય બીજું કાંઇએ લઇ જવા વિના પશેમાની સાથે આખર ફના થયો હતો. માટે એ ભાઇ! તું હુશિયાર થા, અને આ અવનિમાં બને ત્યાં સુધી કાંઇ બુરાઇ ન કરતાં, નેક કામ કરવા પાછળ તું હારા તરફની કોશેષ કરતો રહેજે.

**"નામ તેનો નાશ"** એ આ જેહાનનો હરદમ નજરે પડતો, હરેક ગમ વ્યાપી હરહમેશ ચાલુ રહેલો, કુદરતના મહાન કાયદાઓ-માંનો એક કાયદો છે. ગમે એવી મહાન ચીજ પણ પોતાની મ્હોટાઇ અને મહત્વતા થોડો કે ઘણો વખત બતાવી, આખરે કુદરતના આ મહાન કાયદાને માન આપી નાશ પામે છે. "નામ તેના નાશ"ની કહેવત પોતાની સચાઇ સદા પુરવાર કરતી આવી છે. તવારીખનો એક સાચો સેવક એ અચુક કહેવતની સચાઇ તવારીખના પાને પાને રજુ થતી જોય છે. તે એક પ્રજાને આ નાપાયદાર જેહાનમાં જન્મ લેતી, પ્રગતીકરણના કાયદાને માન આપી આ ફાની દુનિઆમાં આગે-વાન ભાગ ભજવતી, આખરે મ્હોટાઇ, મરતબા, સત્તા, વિખ્યાતી અને જાહોજલાલીના જશવંતા શિખરે પુગતી, પણ છેવટે કુદરતના એજ મહાન કાયદાને નમી જઇ તેની સરજતના સેનારાને અસ્ત પામતો જોય છે. તે એસિર્યન જેવી પ્રજાની જાલમ જુલ્મી જોરે-મંદીને કે બળવાન બેબિલોનિયન પ્રજાની ધર્તિ ધ્રુજાવનારી ધમાધમીને

થોડો વખત આ જેહાંનને જેર કરતી જોઈ આખરે તેમને ફનાગીરીના ફાંસામાં ફસતી જોય છે. રોમન જેવી મહાન પ્રજા કે જેણે એક વખતે પ્રાચિન દુનિઆનો મ્હોટો ભાગ જીતી લીધો હતો, જે પ્રજાનું ઉત્તમ રાજબંધારણ આજની સુધરેલી દુનિઆની શાબાશી મેળવે છે, જે પ્રજાની શમશેરના સપાટાએ સેંકડો શત્રુઓનાં સરો એક સપાટે સાફ કીધાં હતાં, જેના શુરવિર શેરનરોએ પોતાનાં શુરાતનથી સારી જેહાનનાં જંગી જોદ્ધઓને જેર કીધા હતા, તેજ રોમન પ્રજાને તે આજે આ પ્રિથિપરથી નાબુદ થએલી જોય છે. તે તુરાની પ્રજાના તુફાની ટોળાને, હન પ્રજાના હથિયારબંધ હાથોને, કે ગોથ અને વન્ડલ્સ લોકોના દેહસ્તનાક દસ્તોને આ દુનિઆમાં દોર મચાવી, થોડો વાર ફાવી જતા પણ સૃષ્ટિના આ સામાન્ય નિયમને આખરે શરણ થતા જોય છે. ભલે સિકંદર જેવો શૂરવિર પોતાના શૂરાતનથી સૃષ્ટિને સર કરવા માંગે! ભલે સિઝર જેવો જેહાંજોય જોધ્ધો આ જેહાંનને જેર કરે! ભલે હેનિબલ જેવો યાદગાર યોધ્ધો પોતાની હિમતથી આપણને હયરત કરે! ભલે નેપોલિયન જેવો નામિચો નરેશ્વર પોતાનાં જંગોથી પોતાને જગ આશ્કાર કરે! પણ આખરે તેજ નામદારો જગતના આ જગપ્રસિદ્ધ કાયદાને કદમબોશી કરી મટીમાં મળી ગયા છે.

આ દુનિઆના ખેલો છે જેમ ખોટા ખાબ,
ન રહી શકયો જમશેદ કે અફ્રાસીઆબ.
કાઉસ કે કેબાદ,—કે લોહરાસ્પ નહિ,
કેખશરૂ કે ખોશરો,—કે ગોસતાસ્પ નહિ.
તેહેમુરસ કે એરચ,—કે દારાબ દલેર,
યઝદેગરદ કે હોરમજ,—કે શાપુર શેર.

શુરો નર સામ, કે નોશીરવાન પાક,
કમઅક્કલ બહમન, કે ઝુઆક નાપાક.
હિંદુના વિક્રમ, વિષ્ણું ને ભોજ,
ઇસ્લામી નાદિર, કે અકબર—ફિરોજ.
ઇંગ્રેજોના હેનરી, કે ચાર્લ્સ ને જયોર્જ,
વિગેરે બીજા દેશોના શાહ સરફરાજ—
નો નથી તકયો આ જૂઠી જગમાં દમામ,
મોડા વેહલા મરીને મૂકી ગયાચ નામ.
ન રહયું, ન રહેશે, કાંઇબી બરકરાર,
ભલી—બુરી કરણીજ રહેશે પાયદાર.

તેનેજ મળતા શબ્દો એક ગ્રહસ્થે લખેલા છે કે—

"Such is the everchanging nature of all mundane affairs. In this age, power and Empire are in the hands of one people; in the next, a nation unheard of before, comes forth and rudely plucks it from their hands. To be brief, earthly powers are swept off sooner or late. Only the good deeds lie in the memory of age like the coral islands, green and sunny, amidst the melancholy wastes of ocean."

* * *

## દેવ તેવાં દર્શણ:—

જન્મ તું આયો જગતમે, લોક હસે તું રોય;
એસી કરણી ના કરો, કે પીછે હાંસી હોય.

એક આદમી માતાનાં ખુનમાંથી બાહેર દેખાવ દેતાં રડતો માલમ પડે છે, પણ તેની આસપાસ ઉભેલાંઓ તેના જન્મ પામવાની ખુશાલીમાં મોહ મળકાવે છે. એજ માણુસ ઉમ્મરમાં આવતાં મઅકુલ મોતને આધિન થાય છે તે વખ્તે તેનાં સ્નેહકુટુંબીઓ દિલગીરીના દર્યાવમાં ગરકાવ થાય છે. લેકિન તે પોતે આ અવનિની જંજાળ ઝહેમતમાંથી મુકત થવાની ખુશી સાથે વિદાયગીરી લે છે. હા ! પણ ખરી ખુશી સાથે તે ત્યારેજ કુચ કરી જાય છે કે જ્યારે તે અસ્કતોની દામન પકડી તેમની ભલાઇમાં ચોતાનું ભલું સમજી ગયો હોય, બાકી તેથી ઉગટીજ રવેસે ચાલ ચલાવી તે આખર થયો હોય તો, લોકોની હાંસી મસ્કેરીનું મુળ થઈ પડવા સાથે એક પાપ પત્યું હોય તેમ તે ચોખો મુવા સમાન લેખાય છે. કહ્યું છે કે, જેવાં ભાઇનાં મોસાળાં, તેવાં બેહેનનાં ગીત. જેસા તેરા દેના લેના, વૈસા મેરા ગાના બજાના. Such a welcome, such a farewell:

*　　　*　　　*

## સાચને કદિ ન આવે આંચ:—

**દોહરો.**

પાપીને મન ધિક્‌ધિક્ છે, સતને શેની ધિક્‌ધિક્?
સાચાનો ભવ સફળ છે, પાપીનો ભવ ભિખ.

"સચ્ચાઇ સર્વોત્તમ ન્યામત છે" એ સિધાંત ઉપર આગળા ઇરાની વડવાઓ દુનિઆમાં પ્રસિદ્ધ થઇ ગયા છે. તેઓ જન્મથીજ એ કિમતી ગૌહર પોતાંની સાથે બીજા સઘળા સદ્દગુણો સહિત લાવી તેના ઉપરજ મુસ્તકિમ પણે પોતાની જીંદગી સુદકે કરતા હતા. ગમે તેવી તેઓ ઉપર આફત અને વિપ્તી ગુજરતી તોએ તેને કશામાં ન લેખતાં, પોતાની સર્વથી વહાલી ચીજ, ધન-દોલત, બાઇડી-છોકરાં, પુત્ર-પરિવાર વિગેરેનો ભોગ આપવાને તેઓ હરગેજ હારી ખાતા નહિ. તેઓ આ ફાની દુનિઆની મોહ માયા ઉંપર લેશભાર પોતાનું દિલ લગાડતા નહિ, પણ દાદાર અહુરમઝદથી ઉતરતી ચીજ તરીકે **સચ્ચાઇનેજ** ગણી તેનાં ભોમ્યાપણાં હેઠળ રહી પોતાની જીંદગી ગુજારતા. જોકે સચ્ચાઇથી વર્તવું એ ઘણું બિકટ અને કઠણ છે, અને ઘણીક વેળા નિર્દોષ છતાં નાહક આફત અને બળાનું વાદળ આવી પડે છે, તોપણ જેઓ તેના ઉપરજ ઓસ્તવાર રહી ચાલે છે તેઓની કીર્તિ અને નામના અમ્મર રહી જાય છે. સચ્ચાઇ એકદમ કાંઇ પોતાના પુર બહારમાં ખિળી નિકળતી નથી. તે ઘણી વેળા બહુ મોડે પ્રકાશે છે. પણ જ્યારે તે ખોલ્લી થાય છે ત્યારે તે બહુ તેજસ્વીપણે પ્રકાશે છે. તે અખત્યાર કરનાર માનવીની કીર્તિના ઝુંડો બુલંદીથી ઉડે છે, એટલુંજ નહિ પણ, તેની નામનાનો પમરાટ ચોમેર ફેલાઈ રહે છે. એક પ્રખ્યાત કવિના બોલોમાં બોલતાં—

Truth shines mid vice with fairer light,
As stars shine clearest in the night.

તેથી ઉલટું જુઠાઇ અખત્યાર કરનારનો ફેજ ઘણો બુરો આવે છે. તે થોડો વાર પોતાની જુઠાઇથી ફાવી નિકળે છે, અને લોકો તેના બોલવા ઉપર ભોળવાઇ તેને એક સદઅલસ્થ દાખલ માન આપે છે; પણ જ્યારે તેનું ખોટારૂં જાહેરમાં આવે છે ત્યારે તેની હાલત ઘણીજ દુઃખદાયક અને કફોડી બને છે. તે સઘળાથી વિખુટો પડી જાય છે, અને તે પછી તેની કોઇ સોડ સાંધતું નથી. પાછળથી પસ્તાઇને જુઠાઇનો દુર્ગુણ તજી દે છે છતાં લોકોમાંથી તેના ઉપરનો વિશ્વાસ ઉડી જવાથી કોઇબી માણસ તેના ઉપર એકદમ ઇતબાર રાખતો નથી, અને દર વેળાએ તેનાં કામ ઉપર વહેમ અને વસવસો લઇ જાય છે. આથી જીંદગી સુધી તે ઘણો મુન્જાય છે.

સાચ બરાબર તપ નહિ, જુઠ બરાબર પાપ;
જાકે હિરદે સાચ હય, તાકે હિરદે ખુદા આપ.

દુનિઆઈ લોભ લાલચ અને મોહ માયાને ધોકડ મારી સાધુ સંતો જંગલોમાં વાસો કરી પોતાનાં તન બદનને જાણી જોઇને અહેરાનગતી પુગાડી એગ સમજે છે કે તે ખરૂં તપ છે, જેના આધારે તેઓ મોડે વહેલે તે પવિત્ર પિતાનાં દર્શણ પામશે. તોએ ખરી સચ્ચાઇ જેવો કોઇ તપ નથી, અને જુઠાઇથી ચઢયાતું કોઇ પાપ નથી. જે શખ્સ સચ્ચાઇનો ગોયા સાથી થઇ પોતાનાં જીગરમાં તેને જગ્યા આપે છે તેનાં જીગરમાં પરમેશ્વર આપોઆપ વાસો કરે છે.

*     *     *

## બદી અને નેકી—દોસ્ત અને દુશ્મનઃ—

### ફાર્સિ લેખ.

બદીરા બદી સેહેલ બાશદ જઝાઅ,
અગર મર્દી અહેસાન એલાઅન અસા.

હરેક કોઇની સાથે ભુંડાઇને બદલે ભુંડાઈ કરવી સહેલ છે, પણ જો તું ભલો નર છે તો, જેણે તારી સાથે બદી કીધી હોય તેનાપર તું નેકી તથા આભાર કર.

ચિનના એક શાહનશાહ માટે કહેવાય છે કે, તેણે લડાઇમાં પકડેલા પોતાના દુશ્મનોને બીજે દિને દરબારમાં બોલાવી એક હારમાં ઉભા કરાવ્યા. સઘળાઓએ વાજબી વકી રાખી હતી કે તેમનાં ડોકાં છટકાવી નાખવાનો હુકમ તુરત બહાર પડશે, પણ તેમની અત્યંત અજાયબી વચ્ચે શાહનશાહે તેમને છોડી મુકી છુટાપણું બક્ષવાનો હુકમ કર્યો. દરબારીઓ ડાચું વકાસતા દંગ થઇ ગયા. આ જોઈ શાહનશાહ બોલ્યો, "જો હું તેમને ગરદન મરાવતે તો, અલબતાં મારા એટલા દુશ્મનો ઓછા થતે, પરંતુ તેમને છુટાપણું બક્ષી મારા મિત્રો બનાવવાથી દુશ્મનો ઘટવા સાથ મારા એટલા મિત્રો વધ્યા છે અને તેથી મારાં રાજ્યનાં રક્ષણમાં સામો વધારો થયો છે." શાહનશાહનાં ડહાપણની દરબારીઓએ બેશક તારીફ કરી.

### દોહરો.

નોશીરવાને પુત્રને, નસિહત કહી છે નેક;
દોસ્ત હજારો હોય પણ, દુશ્મન ના કરતો એક.

*  *  *

## તોખમરા તાસિર:—

ભણેલ તોપણ ભામની, અજવાળી પણ રાત;
ડાહયો પણ દારૂડયો, અંતે જાત કજાત.

ગમે તેટલી ભણેલી સ્ત્રી હોય તોપણ તે પોતાના મનમાં પોતે ભણેલી છે એટલે નર જાતીથી સવાઇ રહી શકવાનો ફાંકો ધરાવે તે નકામું છે, કેમકે સ્ત્રીની મતી હમેશાં ઉતરતી હોય એમ વિદ્વાનોએ કહ્યું છે. ચાદરણાને લીધે રાત ગમે તેવો ઉજાશ ધરશે તોપણ તે રાત કહેવાશે. મતલબ કે તે સુર્યના ઉજાસમાં લેખાશે નહિ. એક પુરૂષ ચાહે તેવો ડાહયો હોવા છતાં નાક ભિંગવવાની—ફાંગરો કરવાની–ટેવ ધરાવતો હોય તો, તેને ડાહયો નહિ પણ મુર્ખ સમજવો. હલકી તોખમનો એક આદમી ઉંચી કેળવણી યા લાગવગના આધારે ચઢયાતો દરજ્જો મેળવવા પામે તોપણ તેનું અનુકરણ કરવા જતાં ઉંચ જાતની કુદરતી ગૌર્વતા અને નિર્મળતા તેનાથી જળવાશે નહિ, ને કદાચિત જળવાય એમ ઘડીભર મનાય તો તેનાથી તે દિપાશે કે નિભાશે નહિ.

*     *     *

## મમતાળુ મોહરદાર:—

Yes! a world of comfort
Lies in that one word-*wife*! After a bickering day
To come with jaded spirit home at night,
And find the cheerful fire, the sweet repast,

At which, in dress of happy cheeks and eyes,
Love sits, and smiling, lightens all the board!

(J. S. Knowles.)

સમજણઃ—હા! મોહરદાર એ શબ્દથીજ સારી દુનિઆનાં સુખનો ખિયાલ આવે છે! આખા દિવસના કંટાળાભરેલાં કામથી થાકીને મર્દ સાંઝે જ્યારે ઘર પાછો આવે છે, ત્યારે એક ખુશ સગડીની આસપાસ સ્વાદિષ્ટ મેજબાની તૈયાર જોતાં અને પોતાના વહાલાંઓના ગુલાબી ગાલો અને હર્ષથી પ્રફુલિત આંખો દેખતાં એક પળ વારમાં તેની સઘળી થાક ઉતરી જાય છે, અને આનંદી પ્યારની મજા ભોગવે છે.

મોહરદારનો પ્યાર સર્વે પ્યાર ઉપર સરદારી ભોગવે છે. એક માયાળુ મોહરદારના પ્યારની કુમકે તેના ખાવિંદની ગમે તેવી બુરી આફતનું વાદળ વિખરાઇ જાય છે. સ્ત્રીના પ્યારથી હજારો કિસમનાં ઉપયોગી કામ થઇ શકે છે. સ્ત્રીના પ્યારથી સંસારની લડતમાં જીત મેળવી શકાય છે. સ્ત્રીનો પ્યાર મરદને નેકીના રસ્તા ઉપર લઇ જાય છે. મરદની સંસારી તેમજ વહેવારી દરેક હાલતમાં એક વફાદાર સ્ત્રી પોતાનો વાજબી હિસ્સો આપે છે. મુશ્કેલીના વખ્તમાં મદદ, દુઃખના પ્રસંગે દિલાસો, જંજાળની ઘુસડીમાં જતન, ઉદાસીના એયામમાં ઉમંગ, અને ધંધાના ધુજારામાં ધિરજ, એક પનોતી પત્ની પોતાના પ્રિય પતીમાં પ્રવેશી શકે છે. નોકરી ચાકરીથી થાકીને સાંજને છેડે ઘર તરફ પાછો ફરતો પુરૂષ સુખી સંસાર સજાવતી પોતાની સ્ત્રીને

કાગને ડોળે ખારી આગળ તેની રાહ દેખતી ઉભેલી જોતાં કેવો શાદમાન થાય છે? તેણીને ભેટતાં તેને કેવો હર્ષ ઉપજે છે? એક સ્ત્રી પોતાની ભલી સોબતથી પોતાના તામસી પતીને હજાર રીતે પતાવી રાખે છે. તેને બદહવસી ઉંધે રસ્તે ચાલનાર મિત્રોથી દુર દોરવી નેકબખતી કરે છે. તે છાકટ, હરામી, ને ઉડાઉ હોય છે તો, તેની બેકારીના વખ્તમાં પોતે સિવી સાંધી ગુજરાન ચલાવે છે. અનીતિના અંધકારમાં અઠડયાં ખાતા ઉલ્લુઓને, બદ નૈયતની બેદીમાં બંધાયલા બેવકુફોને, દુર્ગણના, દરવાજે ડોળતા ડામીજોને, ફરેબના ફંદમાં ફસેલા ફાંટાબાજોને, અને જુગારની જાળમાં સપડાયલા ભરથારોને, ભલી સ્ત્રીઓ સુધારીને ફરી સદાચારી ને સદગુણી સદગ્રહસ્થોને પતીઓ બનાવી શકે છે. સારી કેળવણી પામેલી સ્ત્રી પોતાના ભરથારની ચાકરી કરવામાં સુખ, મજાહ, અને મગરૂરી સમજે છે. પોતાનાં ઘરનું ગમે તેવું હલકું કામ ઉપાડી લેવામાં કશી શરમ લેખતી નથી. પોતાની ખાધખોરાકીની જીનસોનો બબરચીને હાથે બગાડ થવા દેતી નથી. દરેક ફર્જ હરખથી હાથેજાતે અદા કરી પોતાના પતીને સહાયભુત થઇ મડે છે, ને બાળકોને સુખી સુખ્યારા રાખે છે. તે હરખ અને તે મહેનત તેણીનાં, મનને આરામ આપે છે, ને તનદરોસ્તી ટકાવી રાખે છે. ઘણું જીવજો, ઘણું સુખ ભોગવજો, એવી નેક નમુનેદાર નારો!

૧.

જે સંતોષથી સંસારનું ધરે સુકાન,  
ને દુઃખમાં તુજ સુખ જેવો સાથી ઠરે,  
જે હસ્તું ને રમતું તુજ રાખે મકાન,  
ને મિઠાસથી રંજ ત્હારી ઓછી કરે,

જે બાળકને નીતિનું શિખાવે જ્ઞાન,
ને સદ્દગુણ ને માયાથી ફેલાવે પ્યાર,
તે નાર ત્હારે માટે છે એવું તું માન,
જો પરણે તો પરણજે એવી તું નાર.

૨.

જે સાદાઇમાં કશું નહિ માની લે દુઃખ,
ને કસરથી—ડહાપણથી ચલાવે ઘર,
જે હમેશાં હસ્તું બસ રાખે ખુદ મુખ,
ને મિઠાસથી ભૂલાવે ત્હારી ફિકર,
જે મનમાં ને તનમાં હોય નેકીની ખાણ,
ને નેકીથી રોશન તુજ રાખે સંસાર,
તે નાર ત્હારે માટે છે એવું તું માન,
જો પરણે તો પરણજે એવી તું નાર.

૩.

જે સાદાઇથી શણગારે ખુદનું બદન,
ને હસ્તી જે ચેહેરાની રાખે કળી,
જે થોડા પણ ડહાપણના બોલે વચન,
ને હોય જેની ઇચ્છાઓ કુલે ભલી,
જે ધિરજ ને કાબુમાં રાખે જબાન,
ને સંપ અને મ્હોબતના કરે વિચાર,
તે નાર ત્હારે માટે છે એવું તું માન.
જો પરણે તો પરણજે એવી તું નાર.

*　　　*　　　*

## વચન મુજબ વર્તન:—

### છપ્પય.

બચન છલ્યો બલિરાય, બચન કૌરવ કુળ ખોયો;
બચન કરણ દિયો કવચ, બચન પાંડવ બન જોયો;
બચન કાજ હરિશ્ચંદ્ર, નિચ ઘર નીર સમર્પ્યો;
બચન કાજ શ્રી રામ, લંક બિભિખન થર્પ્યો;
જો ચલે બચન બૈતાલ કહે, કર ગૃહી જીવ્હા કટીયે;
ગર જાય લક્ષ્મી વિક્રમ સુનો, બોલ બચન નવ પલ્ટીયે.

સમજણ:—પોતે આપેલું વચન પાળવા ખાતર બલિરાજાએ વામનજી તરફનો દગો (છળ)સહન કર્યો. કૌરવોનું કુળ નાશ પામ્યું તે પણ વચનને લીધેજ. કરણ રાજાએ પોતાની મા કુંતીને વચન આપેલું હોવાથી તે વચનને ખાતર પોતાનું બખ્તર (કવચ) પાંડવોને સોંપ્યું હતું. પાંડવોએ વનવાસના વિકટ સંકટો વેઠ્યાં તે પણ વચનને સારૂજ. હરિશ્ચંદ્રે ચાંડાળ જેવા હલકા વર્ગના આસામીનાં ઘરનું પાણી ભર્યું તે પણ વચનની ઓસ્તવારીને આભારી હતું. આપેલા વચનની મહત્તાને માટેજ મહારાજા શ્રી રામચંદ્રજીએ લંકાની રાજગાદી વિભિખનને સુપ્રત કરી. જો વચન આપીને ફરીએ તો જીભને હાથમાં પકડીને કાપી નાખવી જોઇએ. હે વિક્રમ! લાખો રૂપ્યા જાય તોપણ બોલેલા વચનનો કદિ ભંગ કરવો નહિ.

આ છપ્પય પરદુ:ખભંજન વીર વિક્રમને વચનનો મહિમા સમજાવતાં કવિ વૈતાલે કહેલો છે. આહા! કેટલો બધો અમુલ્ય

ઉપદેશ ? ભારતભૂમીના હમણાના વતનીઓ અને રાજાઓ આપેલા વચનની કિમત પુરેપુરી સમજતા ક્યારે થશે? દૈવ કરે ત્યારેજ!

શહેનશાહ કોનરેડ સામે લડતાં વેન્સબર્ગનો લોર્ડ ડયુક વેલફ હારી જઇ પોતાના શહેરમાં પાછો ફર્યો. પોતાના દુશ્મન ડયુકને બચાવવા માટે વેન્સબર્ગના રહીશો ઉપર શહેનશાહે ખોફ ખાલી કરી તેમનું શહેર લુટી લઇ તેમને પાયમાલ કરવાની ધમકી આપી. મોટાં લશ્કર સાથ તેણે વેન્સબર્ગપર ઘેરો ઘાલ્યો. શહેરીઓને પોતાના બચાવ ખાતર વધારે કમ્મર કરતા જોઈ તે ઓર છેડાયો. આખું શહેર જીતી લેવાના અને એક પણ આદમીને જીવતો ન રાખવાના તેણે કસમ ખાધા. તેણે નાખેલા સખ્ત ઘેરાથી બચાંઓ ભુખે હોકામને આયદે ઠેકાણે આવ્યાં. વેન્સબર્ગની સ્ત્રીઓએ તેનાપર સંદેશો જવાના કર્યો કે, "તારી સામે અમો કાંઇ જંગમાં ઉતર્યાં હતાં નહિ. તું અમારૂં શહેર લુટી લે તે આગમચ અમારી જેણી ઉપયોગી ને ગાનીતી જીનસો હોય તે અમોને અમારાં ખભાંપર મારી લઇ જવાની પરવાનગી આપ." સ્ત્રીઓને અલવલ હાની પહોંચાડવાની મરજી શહેનશાહની ન હોવાથી, તેમની ખાહેશ તેણે મંજુર રાખી. બીજાના દિવસે સવારે શહેરનો દરવાજો ઉઘાડવામાં આવ્યો, અને સ્ત્રીઓને કુચ કરી જવાનો હુકમ મલ્યો. પ્રથમ ડચેસ પોતાના કમનસિબ ધણી ડયુક વેલફને ઉઠાવી બાહેર પડી, તેના પાછળ કોઇ સ્ત્રીઓ પોતાના પતીને, કોઇ સ્ત્રીઓ પોતાના ભાઇને, કોઇ સ્ત્રીઓ પોતાના બાળકોને, કોઇ સ્ત્રીઓ પોતાનાં વૃદ્ધ માબાપને, તો કોઇ સ્ત્રીઓ પોતાની દુધમળ બહેનોને પીઠપર લઇ ચાલતી થઇ. શહેનશાહના સેપાહો ખુમ બરાડા

પાડી તેણીઓને અટકાવવા દોડયા. ડયુકના સૈપાહો પણ અજાયબીના માર્યા ડંગ થયા. બાઇડીઓની ખુબી નેકી જોઇ શહેનશાહને ખુબ હસવું આવ્યું. તેણે સેપાહોને કહ્યું, "બેલાશક તેમને જવા દયો. જરાએ હરકત કરશો મા. મારાં વચનનો ભંગ કરાય નહિ. મારે તે પાળવુંજ જોઇએ!" આ સાંભળી વેન્સબર્ગના લોકોના હરખનો પાર રહયો નહિ. બાહદુર ચબરાક સ્ત્રીઓ પોતાના બોજાને ફુલ સમાન હલકો ગણી હરતી કુદતી વંજે માપવા લાગી. શાબાશ તેમની હિંમતને! શાબાશ તેમની જાનફેશાનીને! શાબાશ શહેનશાહને! આફ્રિન તેના કોલને! ધન્ય એવી વફાદાર પુત્રીઓ પેદા કરનાર દેશને!

**દોહરો.**

બચન સરીખો ધન નહિ, જો કોઇ જાણે બોલ;
હિરા મોલકી મિલત હય, બચનકો મોલ ન તોલ.

મોલ=કિંમત. તોલ=જોખ. ( Weight )

*　　　*　　　*

## કિરતાર કરે તે કબુલ:—

**બેત.**

હરાનચે તો અઝ બેહેરે મન આય ખુદા,
બે કર્દી વ ખાહી કુની અઝ રઝા.
બર આન કારે તો સબો શોકત હઝાર,
બ રાજી શુદેહ મીકુનમ બીશુમાર.

મારા હકમાં જે કાંઇ આય ખુદા તેં હાલ સુધી કીધું, તથા હવે પછી જે કરશે, તે ઉપર તવકકોલ રાખીને, સબુરી અખત્યાર કરીને, અને રાજી થઇને, હું તારૂં અનહદ અહેશાન માનું છું.

I am always content with that which happens; for I think that what God chooses is better than what I choose.

(Epictetus.)

મારા કિસમતમા જે કાંઇ બનાવો બને છે તેથી હું હમેશ સંતોષી રહું છું; કારણ મારી પસંદગી કરતાં ખુદાની પસંદગી વધારે શ્રેષ્ઠ છે એમ હું અનુમાન કરૂં છું.

રામહિ કિયા સો હુવા, રામ કરે સો હોય;
રામ કરે સો હોયગા, કાહે કરો આશ કોય.

ખુદાએ કીધું તે થયું (યાને ભુતકાળ ખુદાનોજ ધારેલો થયો.) હમણા વટીક ખુદા કરે છે તેજ થાય છે; ભવિષમાં પણ ખુદાનુંજ ધારેલું થશે, ત્યારે બીજી ભળતી આશા શા કાજે કરો છો?

દોહરો.

માણસથી નહિ બનતાં કામ કરેચ ખુદા,
બલકે નહિ થતું કંઇબી ખુદા સિવા.

*　　　*　　　*

## ધર્મ વિનાની નીતિ નકામી:—

Morality must not be without religion; for if so, it may change as I see convenient. Religion must govern it.

(John Selden.)

ધર્મ વિનાની નીતિ હોયજ નહિ; કારણ જો એમ હોય તો, જેમ મને પેસ પડે તેમ હું તે ફેરવી શકું. ધર્મનો તેના ઉપર કાબુ રહેવોજ જોઇએ.

ઘણાં માણસો ઇશ્વરની હસ્તી કબુલતા નથી, બલકે નાસ્તિક હોય છે: તેઓ ઘણું ખરૂં જડવાદ તરફ ઢળેલા હોય છે, અને ધર્મ દિન જેવું કશું માનતા નથી. સાધારણ રીતે તેઓ *Rationalists* દાખલ ઓળખાય છે. તેઓ નીતિની કેળવણીમાં ધર્મની અગત પિછાનતા નથી, અને ધર્મને નીતિથી અળગ પાડે છે. ઇંગ્લંડમાં *Rationalist Press Association* નામની એક સંસ્થા પણ છે. તેનું કામ ધાર્મિક અને આત્મિક બાબતોને તદ્દન છોડી દઇને દુન્યવી બાબતોને વધારે અગત આપી તેની કેળવણીનો ફેલાવો કરવાનું છે. (*To promote a rational system of secular education.*) માત્ર આ કિસમનીજ કેળવણીથી કેવાં માઠાં પરિણામ નિપજે છે તે તો આપણે આપણી નજરે રોજબરોજ જોતા આવ્યા છિએ. હિંદુસ્તાનની તમામ પ્રજા નીતિનો પાયો ધર્મ ઉપર રચાયલો હોવાની મક્કમ માન્યતા ધરાવે છે. બાળકના મનપર ધર્મનો છાપ નહિ પાડો, જે ધર્મમાં બાળકે જન્મ લીધો હોય તે ધર્મની ખુબીઓ અને મોતેબરી તેને નહિ સમજાવો, ખુદા અને કુદરતના કાયદાઓની માહિતી તેને નહિ આપો, કરણીના કાયદા અને ઇશ્વર તરફની આપણી ફર્જ વિષે તેનાં દેમાગમાં કાંઇએ વિચાર નહિ પેદા કરો, તો પછી છાપેલી ચોપડીઓમાંથી ચાહે તેટલા નીતિના પાઠો બાળકોને શિખવો

તે બધું ફોકત છે. માણુસને નીતિની રાહે અને સચાઇની સિમાએ જે ચિજ ચલાવી તેને પાપમાંથી દુર રખાવે છે તે દાદારનો ડર છે. દાદારના ડર વિનાની છકેલ અને જદવાદી વિચારોની કેળવણી, માણુસોને ખરાબીની ખાહી તરફ દોરવે છે. બાળકોના મન ઉપર ધર્મનો છાપ પાડવા વગર તેઓને કદીબી નીતિવાન બનાવી શકાય નહિ! સ્વકાબુ (*Self–contro',*) સ્વભોગ (*Self–sacrifice,*) મિતાહારીપણું (*Temperance,*) વિગેરેના ફાયદા બાળકોને સમજાવવામાં આવે તેમાં કાંઇ વાંધા જેવું નથી. લેકિન એવાંજ શિક્ષણ ઉપર સર્યામ આધાર રાખી ધર્મની કેળવણીને ઉતરતો દરજ્જો આપવો એ જોખમભરેલું છે. ખરાબ લાગણીઓ ઉપર કાબુ રાખી સાદી મનશાનીથી ચાલવું, લોભ લાલચ તરછોડીને બીજા ખાતર ભોગ આપવો, અને ખાવા પિવામાં તેમજ રહેણી કરણીમાં મધ્યમપણું જાળવવું, આ સર્વે સર્વોતમ શિક્ષણો ધર્મ પુસ્તકો સિવાય બીજા શામાંથી મળી શકવાનાં? ધર્મને નહિ માનનાર અને ઇશ્વર હસ્તીનો અસ્વિકાર કરનાર, એક સારો શહેરી જવલેજ થઇ શકે છે, અને ધર્મ કેળવણીના ભોગે તેને આપવામાં આવેલી નીતિની કેળવણી બિલકુલ નિર્થક થઇ પડે છે. એજ સબબસર નીતિ તેજ ધર્મ, અને ધર્મ તેજ નીતિ, એમ આપણા દેશી લોકો લેખે છે. પારસીઓની ધાર્મિક કેતાબો પણ નીતિનાં શિક્ષણથી ભરપુર છે. તેમાં નીતિને હુમત, હુખ્ત, હુવરેશ્ત (નેક વિચાર, નેક વચન, અને નેક વર્તન) શબ્દોમાં એવી ઉતમ રીતે સમાવી છે કે જેનું મુળ થઇ શકે નહિ! એક પુસ્તકમાં ધર્મ અને નીતિનો આ મુજબ કાબેલ મુકાબલો કરેલો સેવકના વંચવામાં આવ્યો છે.

જેઓ ગુમરાહીથી ધર્મ ધ્યાન ચુકી અધર્મિ તથા નાસ્તિક બનેલા છે, તેઓ એવી ફિલ્સુફી સમજાવે છે કે નીતિ પાળી એટલે બસ; પછી વધારે કશું હોય નહિ, અને જોઇએ પણ નહિ. લેકિન તે ખોટું છે, નીતિ પછી ધર્મ, ક્રિયાકર્મ, વિગેરે બીજું ઘણું છે, અને ઘણું હોવું જોઇએ. નીતિ એ જો એક પાયો છે, તો તે અમસ્થો પાયો શા કામનો? તેના ઉપર ઇમારત વિગેરે જોઇએ, કે જેમાં માણસ પોતાનાં સુખસંપતનાં તથા મુક્તિનાં સાધનો સ્થાપી શકે. જો ઇમારત નહિ, તો પાયાનું શું કામ? જેમ ઇમારત માટે પાયો જરૂરનો છે, તેમ પાયા ઉપર ઇમારત હોયજ હોય. હા, જો ફકત આપણને આ ફાની ખાકી દુનિઆ સાથેજ કામ હોય, જો આથી ચઢતી અને મિનોઇ બીજી દુનિઆ કિંવા અમ્મર જીંદગી હોયજ નહિ, તો ફકત આ દુનિઆનું કહેવાતું તકલીદી સુખ મેળવવા માટે નીતિ એકલી કદાચ બસ ગણાય, પણ તેમ નથી. આ ગેતી પછીની ચઢતી મિનોઇ દુનિઆ તથા બીજી વધારે પાયદાર જીંદગી છે; આપણુ ઇન્સાન જાતના કરતાં વધારે ચઢતી, ફરેસ્તાઓ કિંવા યઝદ અમેશાસ્પંદોની હસ્તી છે; માણસ આ દુનિઆથી ગુઝર પામ્યા પછીની, રવાન યા ફરોહર તરીકેની તેની બીજી બુલંદ હાલત છે; તે સર્વ આપણને જણાવનાર, તેનો અનુભવ આપનાર, બલકે તેનો મેળાપ કરાવનાર ધર્મ છે; જ્યારે નીતિ તે કામમાં તદન લાઇલાજ અને મુંગી છે. નીતિ જાણે એક પક્ષી છે, કે જે મિનોઇ આકાશમાં ઉડી કિંવા પ્હોંચી શકે છે, પણ તેથી આગળ નહિ. તેથી આગળ તો ધર્મજ ઉડી યા પ્હોંચી શકે. નીતિ એ એવી કિસમનાં ગૌહર છે, કે જે માણસજાત પોતાનાં મગજમાંથી પેદા કરી શકે છે; પણ ધર્મનાં ગૌહરોની ઉત્પત્તિ ફકત

મિનોઇ આલમમાં થાય છે, જ્યાંથી ખુદાની અથવા તો તેના ફરેસ્તા-ઓની બસારતરૂપે તે પેગામ્બરોને મળે છે, અને તેવા ખુદાને પ્હોંચેલા મરદોથીજ તે માણસજાતને મળી શકે છે. આ રીતે જોઇ શકાશે કે, ધર્મનો દરજ્જો, અગત્યતા તથા ઉપયોગ, નીતિ કરતાં ઘણાં મોટાં તથા ઓહોળાં છે. ધર્મ જાણે સરોવર છે; અને નીતિ નદી છે, કે જે તે સરોવરમાંથી વહે છે. ધર્મના અંગમાં નીતિ સમાઇ ચુકેલી છે; પણ નીતિમાં ધર્મ નથી. ધર્મથી નીતિ શિખી કે મેળવી શકાય છે, પણ નીતિથી ધમ નહિ. કહો, ત્યારે ધર્મ વિના ફકત નીતિથીજ આ જીંદગીનો સાગર તરી સામે કિનારે, કિંવા નવી જીંદગીમાં, કેમ પ્હોંચી શકાય ? અને જેઓ ધર્મને હીણી ફકત નીતિમાંજ જીંદગીનું સાર્થક ગણે છે, તથા ગણાવે છે, તેઓ મનુષ્યજાતીના ખરા ભોમ્યા કેમ ગણાઇ શકે ?

* * *

## પરમેશ્વર પ્રત્યેનો પ્યારઃ—

**બેત.**

હય રંગે જમાઅત શવ, તા લેહેઝતે જાન બીની;
દર કુએ ખરાબાત આ, તા દરદકશાન બીની.

(ફરેસ્તાઓ અને સુફિઓના) મંડળના (લાયક પુરૂષો) માફક (ભલી) ખાસિયતો ધરાવો, કે જેથી તમો સ્વર્ગીય ખુશાલી મેળવો; (ખુદાઇ શરાબની) દુકાનમાં દાખલ થાવો, કે જેથી ખુદાઇ પ્યારમાં છાકટા થયલા આદમીઓને જોશો.

આત્મજ્ઞાનીઓ અને ખુદાઇ મ્હોબતમાં લિન થએલા સુફિઓ માફક સર્વને ત્યાં એશકે હકીકીપર ધ્યાન દોડાવવાને નાસિહત આપતાં કવિ જણાવે છે કે, તે કિરતાર માટેનો પ્યારજ આપણને સુખની ટેકરીની ટોંચપર ચઢાવશે. એશકે હકીકીનાં મંદીરમાં દાખલ થવા તે આપણને કહે છે, કે જે મહાન મંદીરમાં સર્વ ઇશ્વરભક્તોને, તે પ્રભુનું પુંજન કરતા નિહાળી, આપણો આ અમર્ગ જીવડો પણ આ જગતની મિષ્ટમાયા ભૂલી, ખાકી કાયાના સુખને તજી દઇ, ફક્ત તે કરદેગાર માટેની મ્હોબત પ્રત્યે મધુર ધ્વનિ કહાડતો રહે. ઇરાનનો છેલ્લો કવિ જામી એજ મતલબનાં વચનો લખી ગયો છેઃ "ખુદા સાથે સોબત રાખો; જો તેમ નહિ બને તો ખુદાના સોબતીઓની સંગત કરો, જેથી કરી તેઓની સંગતનાં આશિર્વાદો તમોને તે કિરતાર તરફ ખેંચી જઇ શકે." પવિત્ર કુરાને મજીદમાં ફર્માવ્યું છે કે, "ઓ મોમનો! જ્યારે સાંજ પડે, અને જ્યારે પરોઢીયામાં ઉઠો ત્યારે પરમેશ્વરનાં વખાણ કરો, જમિન અને આસમાનના સઘળા વખાણ તેનેજ ઘટે છે. સૂર્ય અસ્ત પામતી વખ્તે અને બપોરના તેની સ્તુતી ગાવો." આ લીટીઓનાં ઉંડાણમાં જતાં એવો ભાવાર્થ જડે છે કે, ખુદાઇ મેળાપ ( Divine Union )નું સુખ સંપાદન કરવાની ઇચ્છા રાખવી એ આપણી એક ફર્જ છે. શાયર ફરીદ-ઉદ-દીન અતાર પણ કહે છે કે—

**બેત.**

હર કે ઉ હમરંગે યારે ખીશ નીસ્ત,
એશકે ઉ જોઝ રંગો બુઇ બીશ નીસ્ત.

જે પોતાનાં દોસ્ત (ખુદા) જેવો રંગ (યાને ખસિયત) ધરાવતો નથી, તેનો પ્યાર મોટા રંગ અને સુગંધથી જ્યાદા કિમત આંકાવતો નથી.

* * *

## ઇશ્વર ઉપર આક્ષેપ--ગુલાબ અને આદમીઃ--

કહેવું શું કિરતારને, મોટી એમાં ભુલ;
મોર વૃક્ષ આંબે મૂકવો, ગુલાબ કંટક ફુલ.

જગતના રચનાર માલિકને પણ શું વિશેષણ લગાડયે? તેની કૃતીમાં જબરી ભુલ રહી ગઈ છે. આંબા જેવા સુંદર ઝાડને ખુદાએ એબલગામણા ફુલો લગાડયાં, જ્યારે ગુલાબ કે જેની દરેક ડાળીપર કાંટા છે તેને મનમોહન પુષ્પ આપ્યું, કે જે પુષ્પ આંબાના ઝાડનેજ પુરેપુરૂં લાયક છે.

એક બીજો અનુભવી પુરૂષ એવીજ રામ નિંદા કરતાં ગુલાબના ફુલની સિફતમાં પોતાનો અવિચારી ઉભરો ખાલી કરે છે.

કંટક પેર ગુલાબકો, તાપે એસો ફુલ;
કયા કહિયે જગદીષકો, કે તો ધર એસી ભુલ.

શું ખુદાને ત્યાં પણ એવો ગેરવાજબી ઇન્સાફ છે કે નાજુક બિચારા ગુલાબને પણ કાંટા જેવાં બિછાનામાં રહેઠાણ કરી દુઃખ ખમવું પડે છે?

ત્યારે તે ફુલે કવિ મહારાજને કહ્યું—

શિશ ધડ જુદા કિયો, શીર જલાયો મુળ;
ઇતને સંકટ તનપર સાયો, એસો પાયો ફુલ.

મારૂ માથું તેમજ ધડ કાપવામાં આવ્યુ. (એટલે ગુલાબના ફુલની કલમ કાપવામાં આવી!) પછી મારાં મુળયાંને જળાવવામાં આવ્યાં. (એટલે જમિનની નિચે જે ગરમ ભેભટનો આતશ છે તેને મારે ઇસારો છે.) એટલું એટલું દુઃખ જ્યારે મેં ખમ્યું ત્યારે મારે પેટે આ એક સુંદર ગુલાબનું ફુલ થયું. મતલબ કે, ખુદાને ત્યાં એવો ગેરઈન્સાફ છેજ નહિ. તે દુઃખ દે છે તે સુખને કાજેજ!

ગુલાબનાં ઝાડને કેવા તિક્ષણુ કાંટા હોય છે? એ તિક્ષણુ કાંટાથી ભરેલા રસ્તા ઉપર ગુલાબને મુસાફરી કરવી પડે છે. મગર ગુલાબ કાંટાથી ગભરાઇ ન જતા તેના સામે થઇ, ધિરજ અને ખંતથી આગળ વધી, પોતાની આસપાસ સુવાસ ફેલાવી, આખરે કરમાઇને મરણુ પામે છે. તેજ પ્રમાણે માણુસની જીંદગીનો રસ્તો લોભ લાલચના કાંટાઓથી ભરપુર છે, તેથી તેણે ડરી જવું જોઇએ નહિ. હિમત પકડી, સબુરીભરી ખંતથી આગળ વધી, આ ઝેરી કાંટાઓથી ભરેલો માર્ગ આસાનીથી પસાર કરી, તેણે પોતાની પાછળ નેકી છોડી જવાની અને જીંદગીનો ફેરો સફળ કરવાની ચાલુ કોશેષ કરવી જોઇએ છે. માણુસનાં બચપણુનાં વખ્તને ગુલાબના ફુલ ઉગવાનાં શુરૂઆતના અવસર સાથ સરખાવી શકાય. ગુલાબની બંધ કળી, તે માણુસની જવાનીનું મંડાણુ છે. ગુલાબનું પુર બાહારમાં ખિળી નિકળવું, તે માણુસના ભર જોબનનો સમય કહેવાય. ગુલાબનું કરમાવું, તે માણુસનું ઘડપણુ સમજવું. ગુલાબ કાંઇએ હાંસલ વગર પોતાનો સુંગંધ ચોપાસ ફેલાવીને જન સમાજને ખુશ કરે છે, તેમ માણુસ પોતાનાં રૂડાં કામથી બીજાઓનું ભલું કરી શકે છે. તેની ભલાઈ મતલબ વગરની હોય છે તો, ગુલાબની માફક તેની

કીર્તિ ચોમેર પમરી રહે છે. ગુલાબ અને માણસ બને એકસરખી લીલી સુકી જોઇ એકસરખી હાલને માર્ગે લાગે છે. એકજ મંડાણ અને એકજ અંત !

God made the flowers to beautify
The earth, and cheer man's careful mood;
And he is happiest who hath power
To gather wisdom from a flower,
And wake his heart in every hour
To pleasant gratitude.

(*William Wordsworth*)

સૃષ્ટિને શણગારવા અને ઇન્સાનના આત્માને આનંદ આપવા ઇશ્વરે ફુલો ઉગાડયાં છે તે શખ્સ ખરો સુખી છે, કે જે ફુલો ઉપરથી ડહાપણ સંપાદન કરવાની શક્તિ ધરાવે છે, અને ફુલો સમાન કોઇના ઉપર કાંઇને કાંઇ ખુશ મહેરબાની કરવા માટે પોતાનું અંતઃકરણ ચાલુ જાગૃત રાખે છે.

૧.

સુંદર ફુલો ! અમો રડયાં છે રડી,
જોતાં તમને થઇ જતાં જલદી પસાર;
કે જલદી ઉગનારો સૂરજ હજી,
પડયો નથી નિજ શિરોબિંદુમાં બહાર.
એ થોભો, એ થોભો, એ થોભો રે તમ !
દીવસ દોડતો જયાં લગ આ થઇ જાય ખતમ !

૨.

થોભો સાંજની બંદગીના વખત સુધી,
ને અમો તમો, બધાં મળી સંગાથ,
લઇશું સાથેજ આપણી બંદગી કરી,
ને જઇશું પછી મેળવી હાથોમાં હાથ !
કે આમનોબી વખત છે ટુંકો તમામ,
છે અમનીબી વસંતનો ટુંકો હિંગામ !

૩.

અમો પણ ઓ ફુલો ! તમારી પેર,
જલદીજ હયાં ઉધરીને પામ્યેછ મરણ;
નથી અમારાં તમારાં જીવનમાં ફેર,
સુકાઇ, કરમાઇ. ઝુમાય છે અમનાંબી તન !
છે બન્નોનો એકસરખો વસંતનો બાહાર !
છે બન્નોને ઉધરીને થાવું ખુવાર.

૪.

ઉન્હાળાનાં વરસાદનાં ઝાપટાં મિસાલ,
જીંદગીના કલાકો જાય છે સરી;
બામદાદનાં દવનો છે જીંદગીનો હાલ,
ખોવાઇ, તો જડનાર તે નથી ફરી !
"નાજુક" છે જીંદગી—વહી જતો પવન,
ટત કરી તુટનાર છે તકલીદી તન !

* * *

## ઇશ્વર આધારઃ–

On God for all events depend;
You cannot want when God's your friend,
Weigh well your part, and do your best;
Leave to your Maker all the rest.
The hand which form'd thee in the womb,
Guides from the cradle to the to mb.

(Nathaniel Cotton.)

સમજણુ:—સઘળા બનાવો માટે ખુદાપર તવક્કોલ રાખ; ખુદાજ તારો દોસ્ત છે ત્યારે તુંને કશી હાજત જણાવાની નથી. અંતઃકરણના તખ્તા ઉપર તારો ભાગ બનતાં ખુબ્બિતાં કામોથી બજવી બતાવ; અને બાકીનું સર્વે ખુદાને સોંપ. જે હાથે તારી માતાના ગર્ભમાં તારો આકાર ઘડયો તે હાથ તારા જન્મનાં પારણાંથી તે મ્હોતની કબર તુલીક તારો રાહનુમા રહેશે.

જેણે આપણા જન્મની અગાઉ માના થાનમાં દુધ ભરી મુકયું છે, તે પ્રભુને જે પુરૂષે ઓળખ્યા નહિ, અને તેનું સ્વરૂપ સમજવાની તજવીજ ન કરી, એ કરતાં વધારે મુર્ખ બીજું કોણ? વિચાર કરો કે જેણે પેદા કરવા પહેલાં દુધની તૈયારી કરી મુકી છે, તે દયાળુ દાદાર આપણને રખડતા કેમ રાખશે? કુંભાર હાલ્લું બનાવે છે તે ફોડી નાખવા અર્થે નહિ! ત્યારે જગદીશ્વર આપણને ભુખે મારી નાખયા માટે કેમ બનાવશે? કોઇપણ બાપ કાંઇ ખાસ કારણ વગર પોતાના પુત્રને સજા કરતો નથી. ત્યારે પાલનહાર પ્રભુ

આપણા વાંક વિના શા સારૂ ત્રાસ આપે? જેણે મોરને સુંદર પિંછાં આપ્યાં, તે આપણને પહેરવા વસ્ત્ર આપવા વગર કેમ રહેશે? જેણે ઠંડા મુલકમાં રહેનાર જાનવરોને મોટા ગરમ બાલ આપેલા છે, અને જેણે પાક માટે વર્ષાદની રૂતુની અનુકુળ સગવડ કરી મુકેલી છે, તે પોતાના ભકતજનોને કેમ ભુલી જશે? જરા કીઆસ તો તેનો કરો! જે બાપ પોતાનાં છોકરાંઓ માંટે મોટા મહેલ બંધાવે, તેમાં હાંડી ઝુંમર વગેરે ઉંચામાં ઉંચું નાદર રાચરચિલું ગોઠવાવે, તેમાં દરેક પ્રકારની મોજશોખની ઉમદા વસ્તુઓ મુકે, અનેક પ્રકારનાં સુગંધી ફુલો તથા મિઠા મેવાના બગીચા બનાવે, નિર્મળ પાણીના ઝરાઓ તથા મનહર વિશાળ તળાવો બનાવે, તે સમર્થ બાપ પોતાનાં બાળકોને ખાવા માટે અન્ન ન આપે એ બનેજ કેમ? જમીનના પેટામાં રહેનારા કીડાઓ, જળમાં રહેનારાં માછલાંઓ, હવામાં ઉડનારાં પક્ષીઓ, અને જંગલવાસી વાઘ વરૂ આદિને પણ જે ભુલી જતો નથી, તે આપણને કેમ વિસરી જશે? નહિજ વિસરે! પણ આપણામાં વિશ્વાસની ખામી છે. જંગલમાં રહેનાર હાથીને, આકાશમાં ઉડાઉડ કરનાર ગરૂડને, અને પાણીમાં જીવનાર મગરને આપણા કરતાં ઘણું વધારે જોભરવાનું જોઇએ છે, જે તેમને હરી દરરોજ પુરૂં પાડે છે. ત્યારે શું તે સર્વ શકિતવાન સાહેબ આપણનીજ દાદ નહિ લે? કબુતર અને કાગડાની કયાં વખારો છે? તેઓ કયા ખેતરમાં ત્રાવવા જાય છે? મછીઓ કયા શેઠની સેવા બજાવે છે? સાપ કોની દલાલી કરવા જાય છે? તે સઉને મળે છે તો, આપણે રહી જવાના નથી. પરમેશ્વરે દાંત આપ્યા છે તો, ચવેણું આપશેજ! હોજરી આપી છે તો, ખોરાકની ગોઠવણ રાખશેજ! એક લખપતી

સાહુકારની બાયડી પોતાના પતીની સાલગરેહના પ્રસંગે ટિલક ચાંદલા કરી, નવા પોશાકમાં સજ થઇ, ઘરેણાં ઘાલી બેઠી. એવા એક શુભ દિવસે પણ નાખુશી સાથે અજબ વિચારના વમળમાં વિંટળાયલી તેણી જણાઇ. પતીએ કારણ પુછતાં તે બોલી, "આજે તમો મારે માથે છો તો ઝાહોઝલાલી, ધન દોલત, માન મરતબો, અને રકમ રકમનાં સુખ આપણે ભોગવ્યે છિયે, મગર કાલ ઉઠીને ઉલટીજ દશા દૈવયોગે બેઠી, અને તમો કાળને સ્વાધિન થાઓ તો, હું સદંતર રવડીજ મરૂં એ વિચારથી મને મોટો સંતાપ થાય છે." પતીએ હસીને કહ્યું, "ઘેલી થઇ છે! દુનિઆમાં એવા પણ આદમીઓ હોય છે કે જેઓ પોતાના સુખ વૈભવના સમયમા સુધાં આનંદ અને મોજ ભોગવતાં નથી, ને ખુશીના પ્રસંગો પણ દુઃખની નજરે જોઇનેજ પોતાને અમસ્થાં બળાપામાં નાખે છે. વારૂં, ત્યારે બીજા હાથપર ભારે દુઃખના હિંગામમાં તેઓ એમ કાં નહિ કલ્પના કરતાં કે આ દુઃખ આજે છે ને કાલે જતાં રહેશે તો, અમુક ધમુક સુખ સંપાદન કરવાનાં મળશે તે વેળાએ અમારૂં શું થશે? હે અભાગણી, પરમાત્મા એવા ઉદાર દિલના અને કાળજીમંદ છે, કે 'કીડીને કણ ને હાથીને મણ'ના નિયમે જેને જેટલી હાજત તેટલી આપોઆપ પુરી પાડે છે. માટે ગમે તેવી આપણી પડતી આવશે, હું મરી પણ જઇશ, તો તે સાહેબનું ત્હારે માથેનું છત્ર ગુમ નહિ થશે. નાહક સંતાપ વ્હોરી ના લે!" બાયડી—"હા, ખરૂં કહો છો. એક કીડી છુટી સ્વતંત્ર રહે ત્યાં સુધી તે દાણો મેળવી શકે, પણ તેના હાથ પગ તુતી ગયા તો કોણ તેને ખાવાનું લાવી આપે? તેમજ તમો મને છોડી જાવ, ને મારા હાથપગ બંધાઇ જાય, એટલે ઇશ્વર શું

મને ઘર બેઠાં પુરૂં પાડશે ?" પતી—"લે આ સોનાની ચપટ દાબડી ! પેલી ચાલતી કીડીને પકડી તેમાં બંધ કર." બાયડીએ તેમ કર્યું. સાત પડનાં ઢાંકણથી તેણીએ દાબડીને સાવચેતીથી સીવી લઇ પોતાની સાથેજ રાખી. ૭ મહિના રહીને ધણીને વાકેફ કરવા વગર પેલી દાબડી પોતેજ ખોલી. તેમાં તેણી શુ જોય છે ? કુદરતની અજબ કરામત ! દાબડીમાં પડેલા એક ચોખાના દાણાને કીડી ચુસ્યા કરતી હતી, અને દાબડીને ફોલી ખાતી હતી. પતીની અજાયબીનો પણ પાર રહ્યો નહિ. તેટલા ખોરાક ઉપર કીડી જીવતી રહેવા પામી ! માટે કોઇએ પણ હારી ન ખાતાં પુર્ણ પ્રેમથી પ્રભુ ઉપર ઇતબાર રાખવો, અને પ્રભુ તેની થારીએ આવશેજ !

**અબ્યાત.**

જે જે જીવ દાદગરે કીધા છે પેદા,
ટાળે છે તેમની હાજત ઉમદા.
એક ચલ્લી જે જન્મે છે જગત અંદર,
તેને ઉડવાને દાવરે દીધાં છે પર.
નથી આવ્યો બળદ કાંઇ બચાવ વગર,
દીધાં છે તેને શીરે શિંગડાં જબર.
સિંહ લાવ્યો છે ઝેરી ને બારી ચુંગાલ,
દોડે છે ઘોડો ત્યાં પવન મિસાલ.
આપ્યા છે સસલાને કસારી કાન,
કે સાદ સુની દોડીને બચાવે જાન.

*　　*　　*

## જબાંનું જોરઃ—

### બેત.

ઝબાન ગર જાયે ખુદ માનદ, ઝબાન અસ્ત;
વગર યક નુકતે ઝીઆદે શુદ, ઝીયાન અસ્ત.

જ્યાં સૂધી જીભ પોતાની મુકરર જગાએ ઠરીઠામ રહે ત્યાં સુધી તે જીભજ છે; લેકિન એક મિંડા જેટલી પણ તે આગળ વધે કે ખરાબી ફેલાવા માંડે.

આપણને ઇંગ્રેજીમાં બહાદુરજી અટક લખવી હોય તો B થી શુરૂઆત કર્યે છિયે, ગુજરાતીમાં બ વાપડયે છિયે, તેમ ફાર્સિમાં બે અક્ષરનો ઉપયોગ કરવો પડે છે જેના હેઠળ એક મિંડુ આવે છે. આ બે અક્ષર ઉપલા ઝબાન શબ્દમાં આમેજ થયલો છે, જેનો ગુજરાતી અર્થ જબાં અથવા જીભ થાય છે. હવે બે ની હેઠળ એકને બદલે બે નુકતાં મુકિયે તો બે હરફ ફાર્સિ ભાષાના ય અક્ષરમાં ફેરવાઇ જાય, ને ઝબાન શબ્દ ઝીયાન દાખલ વંચાય જેનો માયનો ખરાબી થાય છે. એ રીતે ઝબાન અને ઝીયાન શબ્દોને કવિએ બરાબર બેતમાં ગુંઠી જબાં અથવા જીભને યોગ્ય આંકોશમાં રાખવાનો આપણને ઉપદેશ આપ્યો છે. ઉદાહરણ અર્થે એક બીજો બળતોજ ગુજરાતી દાખલો લઇશું. હિંદુઓ પોતાની ધર્મપોથીને શાસ્ત્ર કહે છે. શા અક્ષર સાથે છૂટ લઇ શ કરી નાખ્યે તો પેલો ભયાનક શબ્દ શસ્ત્ર વંચાય. એક વિદ્વાનને સવાલ કરવામાં આવ્યો કે, શરિરના અવયવોમાં સૌથી સરસ ભાગ કયો? જવાબ મળ્યો, "જીભ." પાછું પુછવામાં આવ્યું કે, ત્યારે સૌથી ખરાબ કયો?

ઉતર વાળવામાં આવ્યો, "જીભ! તે સારી હોય તો પરવરની ખુબી ચોપાસ ફેલાવવાનું તે એક મોટું નગારૂં છે; પણ તે દુરાગ્રહી હોય છે તો દોજખના દરવાજાની એક મોટી કુંચી સમાન તે છે."

જીવ્હામે અમૃત બસે, વિષભી ઉસકે પાસ;
એક બોલે લાખ લે, એક લાખ વિનાશ.

જીભની અંદર અમૃત વસે છે, અને ઝેર પણ તેનીજ પાસેજ રહે છે; એક બોલ એવો બોલાય કે (ગંગ, સ્પેનસર, ફિરદોસી, બિહારી, બીરબલ ઇ૦ કવિઓને ઇનામ મળ્યું તેમ) લાખ (રૂપિયા) મેળવી શકાય છે, ત્યારે માત્ર એકજ આડા બોલમાં લાખ નુકસાન થાય છે.

ગુન્યનકે જીવ્હાસે અમૃતસો બચન નિકસે;
મૂર્ખકી જીવ્હા સાપસે વિખહી હય.
ચંદનકો ધીસો તો ઇશિકકો સુંગધ દેત;
હિંગડેકો ધીસો તો બદબોઇકી ખુવારી હય.
કોયલકી કુક અર્ણયમેભી આનંદ દેત;
કાગનકી બોલીકો કૌન કહેગો પ્યારી હય?
કહે શંકરપ્રસાદ મૂર્ખકા બોલના તો—
ઝેહેરકે સમતોલ, વાસે દુનિયા હારી હય.

એક ડાહ્યા આદમીની જીભમાંથી સ્વાદિષ્ટ શરબત સર્ખા શબ્દો નિસરી પડે છે; જ્યારે એક કમઅકલીની જીભમાં સર્પના સર્ખું વિખ રહે છે. સુખડને પથ્થરપર ઘસનાર ઇશક સુગંધી પ્રાપ્ત કરે છે; જ્યારે હિંગનો ઘસનાર હિંગનો નુકસાનકારક વાસ દમમાં લે છે. કોયલ પક્ષીનું

ગાનું ગમે એવાં બ્યાબાનમાં પણ આપણા આત્માને ખુશ કરે છે; લેકીન કોઇ એમ કહેવાનું નથી કે કાગડાનું "કાકા" સાંભળવામાં તેને મોજ મળે છે? આ કવિતનો લખનાર કહે છે કે, મૂર્ખનું એક વેણ ઝેરનાં એક ટીપાં સર્ખું છે, જેનાથી સારી સૃષ્ટિ કાયર બને છે.

જીભ છે નાની પણ એવી પાપી,
કે સેંકડો ડોકાં ઝટ નાખે કાપી.
કાપશે શમશેરે માત્ર બે ચાર શખ્સ,
લાખ માટે જીભનો છે એક બોલ બસ.
લાંબી જેની જીભ તેને જાણવું જરૂર,
મ્હોત અને માહેતમ નથી તેથી દૂર.
કબજામાં જીભને ન રાખશે અગર,
છટકાવશે લહેજામાં તે ત્હારૂં સર.
અંતઃકરણ છે ખુદ ભર્યો ભંડાર,
જીભ તેની માલેક ને અફસર સરદાર.
પગે લપસી પડી ગમે ભાંગજે કરોડ,
જીભે લપસી ના રાખતો બદીની સોડ.

*　　　*　　　*

## ભાઈ જોડે ભલાઇ:—

ભાઇઓ! એકજ માબાપનાં તમો બચ્ચાં છો, તેમની સર્ખિ સંભાળથી તમો ઉછર્યાં છો, અને એકજ છાતીમાંથી તમો ધાવ્યા છો. માટે મમતાના એકજ મજબુત ગાંથથી અકેક સંગાથ તમો બંધાયલા રહો, કે જેથી તમારા બાપના ઘર મધે સલાહસંપજ અને

સુખ કાયમ રહે. તમો છૂટા પડી દુનિયાના જુદા જુદા ભાગોમાં વહેંચાઇ જાઓ, તોબી તે સગાઇએ તમોને મ્હોબ્બત અને એકદિલીમાં બાંધેલા છે તે સગાઇને યાદ રાખજો, અને પોતીકાં લોહિની આગમચ પારકાને પસંદ કરતા ના. તમારો ભાઈ દુર્દશામાં હોય તો તેને મદદ કરજો. તમારી બહેન મુશ્કેલીમાં આવી ગઈ હોય તો તેણીને ભુલી જતા ના. આ પ્રમાણે તમારા બાપનાં સર્વે ધન દોલત—એટલે તેનાં વ્હાલાં બચ્ચાં—તેની સઘળી ઓલાદનું રક્ષણ અને પોષણ કરવામાં મદદ આવશે, અને તમારા પરસ્પરના પ્યારમાં તેની સંભાળ તમો ઉપર કાયમ રહેશે.

*　　　*　　　*

## વેશ્યા, વઇદ, વકીલ:—

જર લૂટે છે જંગલે, અભણ એકલા ભીલ;
ભર વસ્તીમાં લૂટતાં, વેશ્યા, વઇદ, વકીલ.
ડોળ બતાવી દાબલો, આણે ઘેર અશીલ;
ધન ધૂતી ધકો દિયે, વેશ્યા, વઇદ, વકીલ.

(ભટાચાર્ય.)

ચોરીનો પેશો અખત્યાર કરનાર અભણ ભીલ લોકો કે જેઓને કોઇપણ જાતના સારાસારનું ભાન નથી, કે પાપ પુન્યનું સાન નથી, તેઓ ઉજડ વગડામાં આપણો પૈસો લૂટી યાને પડાવી લે છે; પણ ભરવસ્તીની વચમાં તો હલકો ધંધો કરનારી સ્ત્રીઓ, અને તેના કરતાં પણ પોતાને ભણેલા ગણેલામાં ખપાવતા નબીબો અને ધારાશાસ્ત્રીઓ લોકોને યાહોમ વેતરી ખાય છે. પોતાનો સ્વાર્થ સાંધવા મન ખેંચાય

એવા જાતના લલચાવનારા ડોળઘાલુ દાખલા સંભળાવી પોતાને ત્યાં કુળને તેડી લાવે છે; અને તેની રૂએ તેવા રસ્તામાં નાખી ધાર્યા પ્રમાણે તેની પાસેનું ધન હરી લેવા બાદ તેને ધકો મારે છે, યાને તેનો કાંઇપણ ભાવ પુછતા નથી. એવાં કૃત્ય આ સંસારમાં આ ત્રણ ધંધાદારીઓ કરે છે.

દુનિઆદારીનો અચ્છો અનુભવ ધરાવનાર એક શખ્સ ખાત્રી આપે છે કે, "જે કજ્યામાં ઘણા ધારાના હિમાયતી રોકવામાં આવશે, તે કજ્યો વર્ષો સુધી લંબાશે, અને તેનો છેડો આવતાં બાવળનાં બી ગળશે. પણ માંદગી વેળાએ જેમ ઘણા તબીબોની મદદ લેવાશે, તેમ દર્દીનો આ જેહાંનથી જલ્દી છૂટકો થશે. તોએ એ બંને ધંધાદારીઓ નિચ પેસો લઇ બેઠેલી વેશ્યાઓ કરતાં ચઢયાતા લેખાશે, કે જેની યારીનું છેવટ નર્કના ધામમાંજ આખર જઇ પડવા જેવું આવશે."

*   *   *

## દયાળુ માના નગુણા દીકરા:—

**બેત.**

જવાની સર અઝ રાઈ માદર બેતાકૃત,
દેલે દર્દમંદશ ચુ આઝર બેતાફ્ત.
ચુ બીચારે શુદ પીરશ્ચ આવર્દ મદદ,
કે અય સોસ્ત મહર વ ફરામુશ અહદ?
નેહ ગરયાન વ દરમાનદેહ બુદી વ ખેરદ,
કે શબહા જે દસ્તે તો ખવાબઅમ નબરદ.

નેહ દર મહદ તાકાતે હાલત નબુદ,
મગસ રાનદન અઝ ખુદ મજાલત નબુદ.
તો ઑાની કઝાન યક મગસ રંજેઇ,
કે એમરૂઝ સાલાર વ સર પંજેઇ.
બ હાલી શવી બાઝ દર કુરે ગુર,
કે નતવાની અઝ ખુઇશતન દફે મુર.
દેગર દીદેહ ચુન બર ફરૂઝદ ચેરાગ,
ચુ કરમે કબર ખુરદ પીહેય દેમાગ.
ચુ પુશીદેહ ચશમી-નેહ બીની-કે રાહ,
નદાનદ હમી વકતે રફતન જે ચાહ.
તો ગર શોકર કરદી કે બા દીદેઇ,
વગર નેહ તો હમ ચશમ પુશીદેઇ.
ઉસ્તાદ નયામુંખ્ત ફહમ વ રાઇ,
સરેશત ઇન સેફત દર વજુદન ખુદાઈ.

(સાઅદી.)

સમજણ:—એક જુવાને પોતાની માતાના ફર્માનથી માથું ઉંચકયું તેથી તેણીનું દુઃખી દિલ આતશના શોલા મિસાલ ગોથા બળવા લાગું. જ્યારે લાઇલાજ થઈ પડી ત્યારે તેની આગળ એક પારણું લાવી તે બોલી કે, મ્હોબતને થોકરે મારી બચપણના વખતને ભૂલી બેઠેલા ઓ તું બેટા! જે વેળા તું રડતી સુરતનો શકિતહીન ભાન વગરનો નાનો બાળક હતો તે વેળા કાંઇક રાતો સૂધી હું તારે લીધે નીંદ્રાદેવીને વશ થતી ન હતી તે શું તું હવે ભૂલી ગયો કે?

વખ્તે પારણાંમાં તુંને હાલના જેવું જોર ન હતું, કે એક માખને
ણ તારા પોતાના હાથે હાંકી કાઢવાની તારી કાયનાત ન હતી. હાલ
તેજ શખ્સ છે કે જે એક હિંગામપર એકાદ નાની માખીથી
ટાળી જતો હતો, જે આજે શુરવિર સરદારમાં ખપે છે. પાછી
ારી એજ સ્થિતિ થશે, યાને તારા ફુલગુજાર થવા બાદ તારી ઘોરના
ખાડામાં તુંને ભક્ષ કરવા દાખલ થયલી એક કીડીને પણ તારાં
ોતાનાં બળે દૂર કરવાને તું અશકત થઇ પડશે, અને જયારે કબરના
કીડાઓ ભેજાંની ચર્બી ખાઇ જશે ત્યારે આંખ ફરીથી કેમ ઉજાશ
ામી શકશે ? એક બિચારો આંખનું અમુલ્ય રત્ન ગુમાવી બેઠેલો
શખ્સ ચાલતી વખ્તે રસ્તો તથા કુવો કાંઇએ જોઇ યા જાણી શકતો
નથી. તુંને આંખ છે તો (માતાનો) આભાર માન, નહિંતર તુંબી
ખોયા અપંગ જેવોજ છે. અકલ તથા સમજ એક શિક્ષક શિખવી
શકતો નથી, એ બક્ષેશ તે કિરતારે તુંને પોતાને સરજેલી છે.

એક ઇજીપસિઅન બાપે પોતાના પુત્રને શિખામણ દીધી છે કે, "જયારે તું ઉમ્મરે પુગે, પરણે, અને ઘરબાર ધરાવનારો થાય, ત્યારે તારી માતાએ તારે ખાતર જે રંજ ખેંચી હોય તે, તથા તેણીએ તારી જે સંભાળ લીધી હોય તે, કદી ભુલી જતો ના. તેણીને ફર્યાદ કરવાનું કાંઇએ કારણ રખે આપતો. નહિ તો ઇશ્વર હજુર તારી સામે ફર્યાદ પોકારવા પોતાનાં હાથ આકાશ તરફ તેણી ઉંચા ધરશે, અને ઇશ્વર તેની ફર્યાદ સાંભળશે. ( When thou hast arrived at years of maturity and art married and hast a house, forget never the pains which thou hast cost thy mother, nor the care

which she has bestowed upon thee. Never give her cause to complain, lest she lift up her hands to God in heaven and He listen to her complaint.) માતાને દુઃખ દેનારાઓ, તેનો હુકમ નહિ માનનારાઓ, તેને કાયર કરનારાઓ, અને તેના સખુન માથે નહિ ચઢાવનારાઓ થોડો-વખ્ત કદાચ સુખ ભોગવે. મગર સેવટ સારૂં ન આવે! માઈત્રી નામનો એક શખ્સ "જંબુ દ્વીપ"નો જાણીતો વેપારી હતો. તે પોતાના બીજા સાથીઓ સાથે વેપાર કાજે બાહેરગામ જવા નિકલ્યો તે પહેલાં માતાની રજા લેવા ગયો. માતાએ કહ્યું, "બેટા, પરવરે તુંને પુરતું આપ્યું છે તેમાંથી ખા, પી, અને તુંને ગમે તેમ સખાવત કર; લેકિન લોભ કરીને હવે દરિઓ દોહવા અને રંજ ખેંચવા ના જા." માઇત્રીના ધ્યાનમાં વાત ઉતરી નહિ. માતાએ ઓહસ કરી ફરીથી સમજાવ્યો ત્યારે તેણીને અપમાન અને રંજીદા કરીને તથા માર મારીને તે ગામ ગયો. રસ્તામાં તુફાન નડયું અને તેનું બારકસ ભાગ્યું; છતાં એક કિનારે સલામત ઉતર્યો. શહેરમાં જતાં એક સુંદર મહેલ દેખાયો. તે મહેલના માલેક તરીકે ત્યાં ચાર રૂપસુંદરીઓ હતી. તેઓ જોડે તે ગમતમાં વખ્ત કાઢવા લાગ્યો. તેણીઓએ તેને ત્યાંજ રહેવા અને બીજે કોઇ મથકે ન જવા વિનવ્યો. પણ તેની જીગ્નાસા ઉશકેરાવાથી એક દહાડો તેઓ સુતેલી હતી ત્યારે તે શહેરમાંથી બાહેર પડી પડોશના મુલકમાં ગયો. ત્યાં આંઠ સુંદરીઓ મળી. તેણીઓ તેને એક વધુ સુંદર મહેલમાં લઇ ગઇ. તેણીઓએ પણ પોતાની સંગતમાંજ રહેવાની તેને સુચના કીધી. તેનું લોભી મન વિચારવા લાગ્યું કે, આ શહેર કરતાં પણ કોઇ બીજું શહેર બાજુમાં

કદાચ જ્યાદા સુંદર હશે તેથી આ લોક બીજે ઠેકાણે જવા ના કહે છે. એમ માની ઠાપ આપી આગળ વધ્યો તો, બીજી સોલ સુંદરીઓ મળી. તેઓ તેને વધુ મોહક મહેલમાં તેડી ગઇ. ત્યાંથી પણ આગળ ગયો તો, બત્રીસ સુંદરીઓ તેને ઓર વધુ એશઆરામવાળા મહેલમાં ઘસડી ગઇ. વળી તેનો લોભ (જે લોભે તેને માતાના બોલનો અનાદર કરવાને અને તેનાપર હાથ ઉગામવાને લલચાવ્યો હતો તે) અટકયો નહિ. વધુ કદમ લંબાવતાં તે હવે એક લોખંડી દરવાજા સાથનાં વેરાન શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં તેને સુંદરીઓના આવકાર દેનારા મધુર અવાજોને બદલે ભયંકર શબ્દો કાને પડવા માંડયા કે, "ભુખું કોણ છે? તરસું કોણ છે? નાગું કોણ છે? થાકેલું કોણ છે?" તેની ખબર કાઢવા શહેરના માહેલા ભાગમાં તે દાખલ થયો કે પેલો લોખંડી દરવાજો બંધ થઇ ગયો. તે ઘણો ગભરાણો. આગળ ચાલતાં જોય છે તો, એક માણસનાં માથાં ઉપર આતશથી લાલચોલ કરેલુ લોખંડનું ચક્ર હતું. માઇત્રીએ તેની હકીકત પુછતાં તે માણસ બોલ્યો, "આગળ મેં મારી માવતરને અપમાન કીધેલું ને મારેલી તેની મને આ સજા થઇ છે." એવોજ ગુનાહ પોતે કીધેલો હોવાનું માઇત્રીને યાદ આવ્યું. તેણે ધાર્યું કે તેને પણ એજ શિક્ષા થશે. તેમજ આખરે બન્યું! માઇત્રી તરફથી પુછવામાં આવેલા પ્રશ્નનો પેલા દરબાને ઉતર વાળ્યો કે, "ઓ કંગાળ, તેં તારી માદરને માથા ઉપર મારી હતી. તેથી સાહડ હજાર વર્ષ સુધી તારા માથા ઉપર આ લાલચોલ ચક્ર સજા દાખલ રાખવામાં આવશે." જે બેટો એવી આશા રાખતો હોય કે તે મોટો અને બાળ બચ્ચાંવાળો થાય તે વેળાએ તેનાં ફરઝંદ

તેના તરફ માયા મોહબત દેખાડી અફેશાનમંદ રહે, તો તેને પ્રથમ ઘટારત છે કે તે પોતાની જવાનીમાં પોતાનાં માબાપની સેવા બજાવે, અને તેમને ન સતાવે.

મુવો તે દીકરો જે માયને નહિ ચાહે.
રખે જણુતી કપૂત કોઇ સદગુણી માય.
કપૂત જણ્યા કરતાં માય વાંઝણી ભલી,
ભુંડા પૂતની માતા સોચેચ જંજાળી.

*   *   *

## ગુસ્સાનો જુસ્સો:-

Anger effects nothing it goes about; and hurts the man who is possessed by it more than any other against whom it is directed.

(Lord Clarendon.)

જ્યાં પણ ગુસ્સો ખાલી કરવામાં આવે છે ત્યાં તે જરાએ કાર્યસાધક અસર ઉત્પન્ન કરતો નથી; બલકે જેના તરફ ગુસ્સાના બાણો છોડવામાં આવે છે તેના કરતાં જે શખ્સનાં ભેજાંમાં તેનો ભંડાર ભરેલો હોય છે તે વધુ અહેરાનગતીને આધિન થાય છે.

ગુસ્સો ઉપજવાને લીધે મરણ નિપજવાના ઘણા દાખલા બનેલા છે. રોમનો નામિચો શાહનશાહ એક સેનેટર ઉપર ગુસ્સે થયો હતો, અને તે ગુસ્સાના આવેશમાંજ તે એકાએક ગુજર પામ્યો હતો. રોમનો બીજો શાહનશાહ વૅલેનટીનિયન પણ જર્મની તરફથી આવેલાં એક ડેપ્યુટેશનને ઘણા જોરથી ઠપકો આપતો હતો તેટલામાં તેની

લોહીની કોથળી તુટી ગઇ હતી, અને તે તરતજ હક થયો હતો. એ જાણીતો લેખક જણાવે છે કે, "ગુસ્સાના આવેશમાં એક સ્ત્રીને છ કલાક દરમ્યાન, અને બીજી સ્ત્રીને બે દિવસની મુદતમાં મરણ પામેલી મેં નજરે જોઇ છે." અલબત ગુસ્સાના ઉભરાથી કાંઇ બધાજ બેહુસ્તેનશીન થતા નથી! તોપણ તેથી શરિરને ઘણું નુકશાન પ્હોંચે છે. ગુસ્સાની લાગણીની અસર ભુખ ઉપર કેવી ખરાબ થવા પામે છે તે તો જાણીતી વાત છે. જમવાની વખ્તે કજીયો થાય તો, જમવાનો બધો સ્વાદ એકદમ દુર થઇ જાય છે. વારંવાર ગુસ્સે થવાની પ્રકૃતિ-વાળાં માણસને અપચાનું દર્દ લાગુ પડતાં વાર લાગતી નથી. જેઓને કાલજાનું દર્દ હોય તેઓ ગમે તેટલી કાળજી રાખે છતાં જો તેમનો સ્વભાવજ જલદી ઉશકેરાઇ જાય તેવો હોય તો તેથી તેમને ઘણું ગંભીર પરિણામ ખમતું પડે છે. માટે ગમે એવા કજીયા કંકાશની કાળી કારસાજીમાં, જબાનતી ઝેરી જોમમાં, અદેખાઇની અપંગ અવસ્થામાં, સંકટના સિહા સમયમાં, દુઃખના ડરામણા દર્યામાં, મગજની મુશ્કેલ મસ્તી-માં, કે સંસારનાં સૌથી સડેલ સફામાં પણ જો તમે ગુસ્સાના તે ગમાર દુર્ગુણને દૂર રાખી નમનતાઇના મિઠા વચનોથી અને શહનશિલતાની ઠંડી રીતીઓથી શાંત રહી શકશો તો યાદ રાખજો કે તે મહાન પિતાની નજદીક જવાના અસંખ્ય પગથ્યાઓંમાંથી કાંઈ નહિ તો ગણત્રીનાં પણ ચહડીને તમારૂં જીવવું સાફ્લ્ય કરશો.

× × ×

## સવા પ્હોરની પાદશાહીઃ—

હમેશ બદલતા હય અયસા જમાના,
કે હય આજ ઇસકા કલ ઉસકા જમાના.

દિખાતા હય નઉરંગ કયા કયા જમાના,
બહુત યાદ આતા હય પિછલા જમાના.

(સફદર.)

આ દોરંગી દુનિઆની તાસિર તથા રંગઢંગ કોઈ ઓર હાંટાલે છે. આજે કિસમત એક આદમી ઉપર કુરબાન થાય છે તો, કાલે તેને કપાળ કુટતો બાજુએ બેસાડી ભળતા ઉપરજ પસંદગી ઉતારે છે, આગળ બનેલા બનાવો તેની સાહદત પુરી પાડે છે, જેની યાદ હાલ ધાઇ આવે છે.

હવાના ખાતેના મેયર કાઉંટ ડી'સુસીની પાસે એક કરોડ પાઉંડની દોલત હતી. નામદાર પોપનો તે અંગત મિત્ર થતો. થોડા વખ્ત ઉપર તે મરણ પામ્યો હતો. તેનાં કાલબુદને જે કબ્રમાં આશાયશ આપવામાં આવી તે ઉપર કાંઇપણ લખાણ( Epitaph ) કરવામાં આવ્યું નથી. તમાકુને લગતો વેપાર દુનિઆમાં સઉથી મોટા પાયાપર તે ચલાવતો. સિગારેટને લગતો સૃષ્ટિનો સઘળો વેપાર તે એકહાથ કરી બેઠો હતો. ફ્રાન્સ તથા જર્મની વચ્ચે થયલી લડાઇના પરિણામે આ વેપાર ઉપરથી તેનો કાબુ ઘટયો. ઘણાજ માનવંતા ત્રિસ ખેતાબો તેણે મેળવ્યા હતા, અને નામદાર પોપે તેને "ગાર્ડ ઓફ ધી એપોસ્ટલિક પેલેસ" તરીકે નેમ્યો હતો. પરંતુ તમાકુના જે વેપારથી તે કરોડપતિ બન્યો તેજ વેપારમાં મોટો સટટો ચલાવવાથી તે તદન નિર્ધન થઈ ગયો. તે ગુજર પામ્યો ત્યારે તેની પાસે એક પાઈ પણ ન હોવાથી સરકારી ખર્ચે તે દટાયો હતો.

સવા પોહરની પાદશાહીની બીજી રમુજી રીતીઓ લેખકબંધુ "ગુલફામ" નિચલી લીટિઓમાં રજુ કરે છે. શબ્દરચના, જોડણી વિગેરેને હાથ લગાડયો નથી.

બહાદરખાં ક્રીકેટર સવા પહોરની પાદશાહી ભોગવી લે છે. અલબ્ઇટપુ બોલ કરીને જો તેણે કોઇ જાણીતી મેચમાં પાંચ સાત વીકેટ તોડી પાડી, કે ઝારઝુરથી પોણોસો-સો રનઝ કુટી કહાડયા, તો તે તાલીઓથી નેહાલ થઇ, વાખાવાખીથી માલામાલ થઇ, જોંકમાં આવશે કેવો? મેદાનમાંથી તે પસાર થશે ત્યારે નાના નાના છોકરાં-ઓનું જબરૂં ટોળું તેની પુઠે દમકશે, અને જાણે કેવુંક જોવા જોગ જળ-માનુસ હોય, અથવા સુમાત્રાથી પકડી લાવેલું ઓરાંગઉંતાંગ હોય, તેમ તેનો ચહેરો ચીતારવા સઉ કોઇ ડોકાં લાંબાં કરશે. બધાઓ તેની તરફ આંગળી કરીને અજબ-અજબ થશે, જરા તે આગળ ચાલશે તો બધા ખસીને જગા આપશે, અને માથાનું ટોપું ગબડી પડશે તો પંદર જણા તેને પકડવા દોડશે. તે સવા કલાકનો રાજા છે; તેને હસ્તો જોવાને દરેક જણા આતુર છે; અને તેણે જેની સાથે શેકહેંડ કીધી તેનો તો જીવ ગયો સી-ઇ-ઇ-ધો બહેશતમાં. બીજે દહાડે કોઇ જુઠાઇએ પુછશેબી નહીં, અને પંદર દહાડા ગયા પછી તો બાપડો ભુલઇ અતવાઇ જવાનો.

નાટક લખનાર પોતાનો નાટક જે દહાડે સ્ટેજપર આવે, તે દહાડે ધર્યો ધરાય શાનો? હીંદુ મુસલમાન કે પારસી નાટક લખનાર, નાટકને દહાડે પહેલાં તો સઉ કોઇને પોતાની હાજરીની ખબર આપવાની બરાબર સંભાળ લેશે, અને પછી એક ખુણામાં-એટલે સઉ કોઇ પરગરો જોય તેવાં ખુણામાં-

જઇ બેસશે. શું તેના ડોકાંનો લેહકો, ને શું તેની નોટ બુકમાં નોંધ કરવાનો લટકો! "એ આએ જો—આએજ પેલો—એણેજ લખ્યો છે," એમ બધા આંગળી કરી કરીને દેખાડે ત્યારે છાતી કે છાતો? દશ મીનીટના વીસામા વખતે તે બીચારો ખાંચરામાં ઉભો રહે છે અને શરમાઇ શરમાઇ જાય છે; પણ જ્યાંથી આખું ઓડીયંસ પસાર થાય ત્યાંજ ભુલમાં બીચારાથી ઠસી જવાય છે. જો તેના મહોડાંમાંથી બોલ બહાર પડયો કે, "જરા લેમલીટ મંગાવજો," તો પાંચ જણા દોડી જશે ને તમલરોના વહાણ ફાટશે. બે ચાર પહેલી નાઇટપર પોણા પોણા કલાકની સાહેબી ભોગવી લેશે, અને પછી હું કોણ ને તું કોણ? કોઇ દમડે શેરબી ભાવ પુછે નહીં.

મ્યુનીસીપલ ચુંટણી વેળાનો તમોએ તમાશો કયાં નથી જોયો? મત આપનારબી બે કલાકનો ગોબણજી થઈ નીકળે છે. શું તેની ઉપર ધરફરી, ને શું તેને વરે ગાડી લાવવાની ધમચકરી? તેનાં હોજરાંનેબી ખાંડના કોઠલાની કાણી સીંચી સીંચીને ટાઇટ તતરબંધ કરી મુકે! મત લેનારાઓ ને તેમને મદદ કરનારાઓ તેની પુજાપાત્રી કરવાનુંજ બાકી રાખે, અને જો તેની મરજી થાય તો આછું મીઠું કરીને નારીયલબી વધાવવાને ચુકે નહીં. બે કલાકની મકરકુંદી કરવા પછી બાપડો જઇ પડે સાંકડી શેરી માહેલાં પોતાનાં કાતર્યાંપર! કોઇ સો દહાડેબી જુઠાઇએ પુછે નહીં કે તે મરે છે કે જીવે છે?

પરણુતો છોકરો બગી બે ચાર કલાકનું રાજ ચલાવી લે છે. તમે જોયું છે કની? તેની ઉપર મોએદ બાદશાહો કેવા ઉઠલાઇ પુઠલાઈજાય છે, અને બધાં બઇરાંઓ ઓવરઈ–ઓવરઇને કડકા બુકલા થઇ જાય છે. તે બેસવા માંગે તો બે જણા દોડીને ખુરસી લાવી આપે.

તે નારીઅલ મુકવાની જગા શોધે તો મોબેદજી સુપરાં જેવા બે હાથના પંજા પોહળા કરી આપે. તે છીંકે તો છ જણા જી ભરે, અને ઠાંસે તો પંદર જણા પીઠ ઠોકે. સઉ તેનીજ સલામતી લે, અને સઉ તેના હાથસે હાથ મેલવવામાં તે સાંજનું સઉથી મોટું માન મલેલું સમજે. બીજે દહાડે સવારે "બાદશાહી ખતમ! જે મોબેદ ખુરસી લાવવા અફડાઇ જીખાઇ ગયલો તેબી આડી આંખે જોય નહીં, અને જેઓ જમી ગયલા તેઓબી દાદ ફર્યાદ લે નહીં.

વેલાત જતા પારસીનોબી એમજ ઘડીભરનો ડંકો વાગી રહે છે. ઘરથી નીકળવા અગાઉ હાર તોરાની અળગાર લાગે, અને મુબારકબાદીના પેગામના ઢગલા આવી પડે. ઘરથી બાહેર પડે ત્યારે જાણે દસેરાની રાજાની સવારી નીકળતી હોય તેવો ઠાઠમાઠ. બધાં ઓવારણાં લે ને કોટી કરે. વળી કોઇ રડે ને કોઇ ઘરી પકડીને ચલાવેબી. સ્ટીમરપર પુગે ત્યારે હુરરે! અને સ્ટીમર ઉપડે ત્યારે રૂમાલો ઉડે. સ્ટીમર રવાના થઈ કે બધું સમાપત! દર્યામાં ગોમટું કરે કે ખુણે પડે તેની સઉ ગોરસી કરનારને ભલ ફકર!!

* * *

## ધર્મક્રિયા ઉપર ધાડઃ—

Ceremony keeps up all things. It is like a penny glass to a rich spirit, or some excellent water; without it tbe water were spilt, tbe spirit lost

( Bishop Selden. )

ક્રિયા સાથની બંદગીથી સઘળી ઇમાનદારીની લાગણી સચવાઈ રહે છે. એક ગ્લાસ અથવા જામની અંદર ઉંચો કિમતી દારૂ અથવા (આબે હૈયાત જેવું) ઉત્તમ પાણી સચવાઇ શકે છે; પણ પેલા ગ્લાસ અથવા જામ વગર તે દારૂ અથવા તે પાણી હરગેજ બચી શકે નહિ; તેમ ક્રિયા સાથની બંદગીથીજ ખાલેશ ધર્મની યકિનદારી અને એતેકાદનો નિભાવ રહી શકે છે.

જાણીતા લેખક અને કવિ મર્હુમ ખુરશેદજી બહમનજી ફરામરોજની ધર્મક્રિયાની આવશ્યકતા દર્શાવનારી દલિલો પ્રથમ લ્યાં રજુ કરીશું. તેઓ કહે છે કે, ધર્મમાં જેમ બંદગીની જરૂર છે તેમ ક્રિયાની પણ છે, કાંકે જેમ બંદગી ધર્મનું એક અંગ છે તેમ ક્રિયા પણ છે. શરિર ટકાવવા તથા ચલાવવા માટે જેમ સર્વ અંગો કિંવા અબ્યવો એકસર્ખી જરૂરનાં છે, તેમ ધર્મ પાળવા માટે નીતિ ભકિત જોડે ક્રિયાકર્મ પણ અવશ્યનાં છે. ક્રિયાની મુળ તથા ખરી મતલબ ધર્મનો અમલ કરવાની છે. તે વડે ધર્મ તેની ખાસ ખુબી સાથ પાળી શકાય છે. તે ધર્મનું ખાસ સ્વરૂપ છે; અને તેના આધારે માણુસ જેમ ધર્મનાં ભિત્તરમાં પેશી શકે છે, તેમ તેની બુલંદી ઉપર પણ પહોંચી શકે છે. ધર્મક્રિયાને નીતિ ભકિત સાથ એવી બારિક રીતે ગુંઠી લીધેલી છે કે, તેને તેમનાથી કદીપણ છુટી પાડી શકાયજ નહિ, અને છુટી પાડી તો ધર્મ પાળી શકાયજ નહિ. ક્રિયા વિના ધર્મ, માત્ર સાદી નીતિની શિખામણનું એક શાસ્ત્ર થઇ પડે, કે જેવાં નીતિશાસ્ત્રો તો સાધારણ માણુસો પણ રચી શકે છે. ક્રિયા વિના ભકિત, પાંખ વિનાનાં પક્ષિ સમાન થઇ પડે છે, કે જે

પક્ષી મકસદની બુલંદીએ ઊડી યા ચઢી શકતું નથી. ક્રિયાનાં જોડાણથીજ ધર્મનું ચોક્સ બંધારણ થયલું છે. ટુકમાં જો ક્રિયા નહિ તો ધર્મ નહિ; જો ક્રિયા નહિ તો ભકિત નહીં; જો ક્રિયા નહિ તો નીતિ પણ નહિ.

લેકિન આ બધા રદીઆ આજે કશી ગણત્રીમાં લેવાતા નથી. સર આર્ચિબોલ્ડ હંટર નામનો અનુભવી ઇંગ્રેજ લેખક લખે છે કે—

It seems so strange that ceremonies supposed to be for the repose and benefit of the soul should have grown to be laughed at and ridiculed by *so-called enlightened and progressive sections* of the very communities which pride on the belief in the immortality of the soul.

આ અતી અજાયબી ઉપજાવનારી બિના છે કે આત્માની શાંતિ અને લાભાર્થે જરૂરી ધારવામાં આવતી ધર્મક્રિયાની તેજ કોમના કહેવાતા જ્ઞાની અને સુધારક વર્ગ તરફથી ઠેકડી તથા ઠઠામશ્કેરી કરવામાં આવે છે, કે જે કોમના લોકો આત્માનું અમર્ગપણું મગરૂરી સાથ માન્ય રાખે છે.

કેવા આબાદ લાગુ પડતા શબ્દો! આજના કેટલાક શખ્સો, તે પણ જુદદીન નહિ પણ આપણા પારસીઓજ, તે પણ રેંજીપેંજી નહિ પણ વિદ્વાનમાં ખપતા તથા ધર્મના અભ્યાસી ગણતાઓજ, ક્રિયાને બિન જરૂરી ઠરાવતાં એમ કહે છે કે, ક્રિયા એ કાંઇજ નહિ પણ નીતિની જાળવણી માટેનું માત્ર એક "કોટલું" છે. જો ક્રિયા

કોટલાંનેજ તોલની હોય તો ધર્મમાં તેવા ઇશારા આવવા જોડે ક્રિયાનું વજન ઓછું રાખેલું હોત. પણ ખરેહક જરથોસ્તી મજદયસ્ની ધર્મમાં તો ક્રિયાને ઘણોજ મોટો દરજ્જો, ભારે અગત્યતા, તથા પરમ પવિત્રાઇ લાગુ પાડેલાં છે. તેમ છતાં તેજ ક્રિયાને કોટલું કહેવું, એ પોતાના ધર્મને કોટલું કહેવા સમાન ગુનાહભરેલું છે. જો ક્રિયા કોટલુંજ હોય, તો પછી તેને રાખી ન રાખી સરખીજ! કારણ કોટલું કાંઈ હમેશાં અને ખસુસ કરી જાળવી રાખવામાં આવતું નથી; બીજ કાઢી લેતાંજ તેને તો ફેંકી દેવામાં આવે છે. શું ક્રિયાને માટે એમ બને છે? ના, તે તો ધર્મમાં તથા ભક્તિમાં, હરવખ્ત અને હરજગે, અવ્વલમાં તેમ આખેરમાં, એકસરખી રીતે અખંડ, અચલ તથા કાયમ દાયમ રહે છે. તેને કોટલાંની ઉપમા આપવી, એ ધર્મક્રિયા સંબંધી અજ્ઞાનપણું એટલુંજ નહિ, પણ સાદી સમજની કોતાઈ છે.

*　　　*　　　*

**અશ્રાફ આસામીઃ—**

I deem the man a nobleman
　Who strives to aid the weak,
And sooner than revenge a wrong
　Would kind forgiveness speak;
Who sees a brother in all men,
　From peasant unto king,

Yet would not crush the meanest worm,
  Nor harm the weakest thing.
I deem the man a nobleman
  Who stands up for the right,
And in the work of charity
  Finds pleasure and delight;
Who bears the stamp of manliness
  Upon his open brow,
And never yet was known to do
  An action mean and low.

હું તે આસામીને એક ખરા અશ્રાફ આસામી દાખલ લેખું છું કે જે નબળાઓને મદદરૂપ થઇ પડવાની કોશેશ કરે છે, અને કોઇ તરફથી થયલાં નુકસાન માટે પોતાનાં જીગરમાં કિના કપટનો ચેરાગ રઓશન કરવાને બદલે દુલ્લું દિલ દેખાડી નાખતીની નજરે જોય છે; જે એક ગરીબ બાપડા ખેડુતથી એક સરફરાજ શાહનશાહ સુધી કાંઇએ અંતરભાવ ન રાખતાં સઘળાઓને પોતાના માજન્યા ભાઇઓ સમાન દેખે-લેખે છે, જે નાચિઝ પ્રાણીના જાનને પણ બેજાન કરવાને વાજબી વિચારતો નથી, તેમજ જમાનાની ગિરદેશીથી બરગસ્તે તથા શેકસ્તે હાલતમાં આવી પડેલા કોઇ ઇસમને દુ:ખપર ડહામ દેતો નથી.

હું તે આસામીને એક ખરા અશ્રાફ આસામી દાખલ લેખું છું કે જે સચ્ચાઇની સિમા તરફ ઓસ્તવાર ઉભો રહે છે, અને

સખાવતી કામોમાં પોતાને મોજ તથા ખુશાલી પ્રાપ્ત થયલી માને છે; જેના મરોડદાર ભવાં દેખાડી આપે છે કે તેનામાં એક સદગ્રહસ્થને શોભા આપે એવો સદગુણનો છાપ પ્રગટી નિકળ્યો છે, અને જે નિચ હલકત વર્તણુંક ચલાવતાં કોઈ કાળે દિઠામાં આવતો નથી.

* * *

## સંતોષ મોટું સુખઃ—

જે મિસાલે એક સુંદર મેના સારાં યા નરસાં પિંજરામાં કેદ થાય છે, (જે પિંજરૂં તે પક્ષીએ પોતે પહેલાં જોયું યા પસંદ કીધું ન હતું) અને તે ગમતું યા અનગમતું હોય તોપણ તેની બાજુ બાંજુને બ્હાર નિકળવાની ફોકટ કોશેશથી તે અફડાઇ છુહકાઈ જતી નથી, તેજ મિસાલે તુંને ઇશ્વરે જે હાલતમાં મૂક્યો હોય, તે તુંને પસંદ યા નાપસંદ હોય, તોપણ તે મધેથી નિકળી જવાની વ્યર્થ તજવિજ કરતો ના; પણ જાણજે કે ઇશ્વરે સર્વેને જૂદી જૂદી હાલતનો હિસ્સો વ્હેંચી આપેલો છે, તેવોજ તુંને પણ જે હિસ્સો આપ્યો હોય તે લઇ સંતોષ પકડ. કહ્યું છે કે—

પુર્વકા રવિ પશ્ચિમે, ગર ઉગે પ્રભાત;  
લિખા મિટે નહિ નસિબકા, લિખા હરિકે હાત.  
લિખા મિટે નહિ નસિબકા, ગુરૂ કર ભજ હરિનામ;  
સૂદ્ધ માર્ગ નિત ચલ, દયા ધર્મ વિશ્રામ.

ઘડીભર એવો મોજબ્જ બને કે સૂર્યનારાયણ પ્રભાતે પુર્વને બદલે પશ્ચિમ દિશાએ દર્શન દે, છતાં તકદિરની તાસિર કે જે ફિર-

તારને હાથે લખાયલી છે તે ભુસાઇ જવાની નથી; નસિબમાં લખેલુ જ્યારે મટતું નથી ત્યારે લાજમ છે કે કોઇ ગુરૂનો ચેલો બની તેની મારફતે તે કિરતારનું નામ ભજવા માંડી નેકીને રસ્તે ચાલી ખરું દાઝ ધરી પુણ્યનાં કામો કર, કે જેથીજ તું ખરૂં સુખ સંપાદ કરવા પામશે.

પ્રશિઆનો ફ્રેડરીક પાદશાહ એક દિને છુપા પોશાકમાં પોતાન ઘોડાપર સ્વાર થઇ ફરવા નિકલ્યો ત્યારે એક ખુશ મિજાજનો વૃ ખેડુત તેની નજરે પડયો જે સંગિત લલકારતો વાવણીનું કામ કરતે હતો. પાદશાહે પુછયું, "તું સારી હાલતમાં હશે એવું મને ભાસે છે આ ખેતર તારૂં પોતાનું છે?" પાદશાહની ઓળખથી અજાણ ખેડુ બોલ્યો, "નહિ સાહેબ! હું તો મુસારેદાર મજુર છું."

પાદશાહ–તુંને શું રોજ મળે છે?

ખેડુત–આઠ ગ્રોશેન. (એક ગ્રોશેનનો એક આનો સમજવો

પાદશાહ–કાંઇ ઘણા નહિ થયા! તે ઉપર શું તારો ગુજારો થ શકે છે?

ખેડુત–ગુજારો? ગુજારો થવા સાથ બાકી પણ રહે છે!

પાદશાહ–તે કેમ ભલા?

ખેડુત–બે ગ્રોશેનનો મને અને મારી મોહરદારને ખપ પડે બે ગ્રોશેનથી મારૂં અસલ કર્જ અદા કરૂં છું. બે આંગઉધાર આ છું. બે ખુદાનાં નામપર સદકે કરૂં છું.

પાદશાહ–આ તો ભેદ જેવું છે. કાંઇજ સમજી શકતો નથી

ખેડુત—ત્યારે હું સમજાવીશ. બે ગ્રોશેન અમો ધણી ધણીયાણીને રોજના ખાધખોરાક બદલ પુરતા છે. મારાં માબાપે મારી નાનવા-નીમાં મને પાળીપોશીને મોટો કીધો તેઓ આજે બુઝોર્ગીએ પુગી નાતવાંન થયાં છે. મારા આ કર્જના પેટે બે ગ્રોશેન તેમનાપર ખર્ચું છું, અને તેમને મારી સાથે રાખું છું. બે ગ્રોશેન મારાં બાળ-કોને ધર્મની અને દુનિઆઇ કેળવણી આપવામાં રોકું છું અર્થાત ઉછિકા આપું છું, જેથી અમો જ્યારે અશક્ત અને નાતવાન થઇએ ત્યારે તેઓ અમારી દાદ લે. બાકી રહેલા બે ગ્રોશેન મારી બ્હેનને આપું છું. તેના વરની ફર્જ છે કે તેનું પોશણ કરે! તેથી આ બે ગ્રોશેન ખુદાનાં નામપર ખ્યરાત કીધેલા કહેવાય.

પાદશાહ—શાબાશ, પીરમરદ! તારા જેવા સુખી અને સંતોષી શખ્સો સૃષ્ટિમાં થોડાજ હશે. તેં મને આગળ જોયો છે?

ખેડુત—હું નહિ ધારતો.

પાદશાહ—ત્યારે પાંચ પળમાં તું મને પચાસ વાર જોશે.

ખેડુત—આ તો ભેદ જેવું છે. કાંઇજ સમજી શકતો નથી!

પાદશાહ—ત્યારે હું સમજાવીશ.

એટલું કહી તેણે પોતાનાં ખિસાંમાં હાથ નાખી પોતાની સગી સાથના સિક્કા કાઢયા અને ખેડુતને તે આપી દેતાં બોલ્યો, "સિક્કા ખરા છે, અને તે ખુદાનાં નામ પર આપનાર દાખલ મને મુકરર કર-વામાં આવ્યો છે."

ખેડુત— તમો સારી હાલતમાં હશો એવું મને ભાસે છે.

પાદશાહ—નહિ સાહેબ! હું તો રૈયતનો રખેવાલ છું.

આ છેલ્લા શબ્દો બોલવા બાદ પાદશાહ હસીને સલામ કરી ચાલતો થયો. ઘર બેઠાં રાજાનાં બખ્તાવર દર્શન થવાથી અને પૈસા મળવાથી ખેડુતની અજાયબીનો પાર રહ્યો નહિ. માલેકની મહેર ત્યાં લિલા લહેર!

છે સંતોષના ગુણો એવા, છે સંતોષ જાતે એવો હકિમ;
કે બિન ઓષડ દારૂ ને દવાથી, મટાડેચ દર દુઃખો અઝીમ.

*　　　*　　　*

## બેઅદબ બાળકો:—

### બેત.

કરી કુ બુવદ મેહેતરે અનજુમન—
કફન બેહતર વએરા જે ફરમાને ઝન.
કેરા દર પસે પરદેહ દોખ્તર બુવદ,
અગર તાજ દારદ બદઅખ્તર બુવદ.
બેહ અખ્તર કરી કુરા દોખ્તર નીસ્ત,
ચુ દોખ્તર બુવદ રોશન અખ્તર નીસ્ત.
ચુ ફરઝંદ બાશદ બા આઇનો ફર—
ગેરામી બ દીલ ગરચે માદેહ ચે નર.
પેસર ચુ ન રવદ બ. રાહે પેદર,
બીગાને ખાનશ—મખાનશ પેસર.
ઝનો અઝદાહ હર દો દર ખાક બેહ,
જેહાન પાક અઝ ઇન હર દો નાપાક બેહ.

(ફિરદોસી.)

કુટુંબ કબિલાનો વડો હોવા છતાં જો કોઇ શખ્સ બાયલાપણું અખ્તયાર કરી ઘરનાં બૈરાંઓના બોલને આધિન થઇ તે મુજબ વર્તવું ચાલુ રાખે તેના કરતાં તે શખ્સે ભર્યાભારમાંજ મોતનું કાળું કફન પેહેરી મરવામાં મોટું માન સમજવું જોઇએ છે. જે શખ્શના ઘરના પરદા પાછળ બેઅદબ દીકરીઓ હોય તે શખ્સ અગર રાજ-તાજ ધરાવનારો મોટો શાહનશાહ હોય તોપણ તેને એક ખરો બદ-તાલેનો બદબખ્ત લેખવો જોઇએ છે. ખરો સુખી તેજ છે કે જેને પેટે નાપાક નાર પેદા થડી ન હોય, પણ જો એવીજ નાર અવતરી હોય તો તેને બુરા સેતારાનો સમજવો. જ્યારે કોઇ શખ્સને પેટ પોતાના નેક ન્યાગાનોની ભલી નીતિરીતિ અને રાહરસમને આવકાર આપી તે મુજબ ચાલનાર ફરમાનબરદાર ફરઝંદ હોય છે ત્યારે તેઓ આપણું જીગર એકસર્ખિ રવેસે જીતી લે છે–પછી તે ફરઝંદ છોકરી યા છોકરો હોય! જો કોઇ બેટો પોતાના પિતાના નેક પગલે ચાલી સારો રાહ ન ધરે તો, તેને બેટા કરતાં એક બેગાના (પારકા) શખ્સ દાખલ આપણુને માનવો–ગણવો ઘટિત છે. નાફરમાન નાપેકાર નારો તેમજ ઝહેરી અઝદાહ એ બંનેની જગા સદા ખાકમાં થજો, અને એ બંને નાપેકાર પ્રાણીઓથી આ જગતની સપાટી સદા પાક રહેજો!

નગુણા બેટાએ નિરખેલો નતિજો આપણે આગળ વાંચ્યો. દગા-ખોર દીકરી કેવા ફેજે પુગે છે તે હવે જોઇશું. રાજા ટેટીઅસે ઘણું મથન કીધું તોએ રોમ શહેરના દરવાજા ભાંગીને તેનાથી અંદર દાખલ નહિજ થવાયું! ત્યારે ત્યાંના કિલ્લાના હાકમ ટારપેયુસની બેટી ટારપેયાને મનાવી લેવાની તેણે એક યુકિત રચી, અને તેમાં

તે ફાળ્યો. તેણીએ એવી સરત કીધી કે, "તારા સઘળા સેપાહ બ-ચ્ચાંના ઝબ્ભાઓ ઉપર જેટલાંએ ઘરેણાં હોય તે સર્વે મને સોંપી દેવાનું તું-કબુલે તો મારા બાપને દગો દઇને અને તેને નાફર્માન થઇને પણ કિલ્લાના દરવાજા હું ખોલીશ." રાજાએ વચન આપતાં આ બેઇમાન બેમુરવત બેટીએ પોતાનો કોલ પુરેપુરો પાલ્યો. રોમના કિલ્લામાં દાખલ થતા દરેક સેપાહો લોખંડી ઢાલ, તરવાર, બખ્તર, વિગેરે પોતાનાં "ઘરેણાં" આ દગાખોર દુક-તીનાં હિલપર ફેંકતા જાય ને બોલતા ચાલે કે, "લે બેવફા બેટી! સેબીનીસ લોક કેવાં 'ઘરેણાં' ઘાલે છે તે આંખે જો, ને હૈયે ચાંપ!" અર્થાત ચકચકિત હથિયારો તેજ તે ખડતલ સેપાહોનાં "ઘરેણાં" હતાં. તે ઉંચાં "ઘરેણાં"માં પેલી બાપને દગો દેનારી દૈત્ય રૂપ દીકરી ઉભીજ દટાઇ ગઇ, અને ગુંગળાઇને તુરત મરણ પામી. કરણી તેવી ભરણી!

### દોહરો.

અબલા કહિયે આપણે, પણ સબળાથી શ્રેષ્ઠ;<br>
ભવ આખો ભાંગી પડે, નારીથી નર નેષ્ટ.

*   *   *

## પરમેશ્વરની પિછાનઃ–

તુલશી સમય વહિ ગયો, જાણ્યા નહિ જુગદિશ;<br>
જનની જનતાં નાડ કટી, તેં કયું ન કાટયો શિશ?

બોલ બોલતામાં આખો જન્મારો પસાર થઇ ગયો, તોએ મેં પરમેશ્વરની પિછાન કરી નહિ; ત્યારે ઓ મારી માયાળુ માવતર! મને

જન્મ આપતાં તે માંરો નાલ્યો કપાવ્યો તેને બદલે તેજ વેળાએ મારૂં માથુંજ કાં નહિ છાંડી નખાવ્યું ?

કોઇ જુવાન યુરોપની એક પ્રસિદ્ધ પાઠશાળાના બુઝોર્ગ પ્રોફે-સર આગળ હસ્તે ચેહેરે આવી બોલ્યો કે, તેના માબાપે તેની લાંબા વખ્તની ઉમેદને બહાલી આપી છે, અને તે હવે કાયદાનો અભ્યાસ કરવા તયાર છે. બોલવું તેનું પુરૂં થવા પછી બુઝોર્ગ પ્રોફેસર, જે તેના તરફ માયા દેખાડી તેને ધિરજથી સાંભળતો હતો, તે હવે નર્મિથી બોલ્યો—

"ઠીક! અને તમારો અભ્યાસ પુરો કરવા પછી તમે શું કરવા ચાહો છો?"

"પછી હું ધંધાની સનદ લઇશ."

"પછી?"

"પછી ઘણા વિકટ અને ગુંચવાડભર્યા મુકદમાઓનો ફડચો કર-વાનું મને માન મળશે; મારી વાકયચાતુરી, ટાહુકારૂપી વિશેષણો, અને હુશિયારીના આધારે હું મોટી વિખ્યાતી મેળવીશ."

"પછી ?"

"પછી તો ખુલ્લું છે કે હું કોઇ મોટો સરકારી ઓધ્ધો મેળવીશ, પૈસાદાર થઇશ, તથા અમનચમન અને રોબમાં રહી, શાંત અને સુખવાસી જઇફીની રાહ જોતો બેસીશ."

"પછી ?"

"પછી—અં અં અં—પછી—પછી તો—ઓ ઓ ઓ—મરણ પામીશ."

પ્રોફેસરે આ શબ્દો સાંભળી પોતાની ચળકતી આંખો જુવાન તરફ એક કરી પુર ગંભિરતા સાથે ભાર મૂકી પુછ્યું, "અને પછી, મારા મેહેરબાન?"

આ છેલ્લા બોલો ઉમેદવાર જુવાનની છાતીમાં તરવારની અણી જેવા ખુંચવા લાગ્યાથી તેની સુધ્ર ઉઘડી, અને પરિણામમાં પોતાની અસલ યોજના અને મનંમુરાદમાં ફેરફાર કરી, કાયદાના અભ્યાસને બદલે તે હવે ઇશ્વરી અભ્યાસ કરવામાં રોકાયો; તથા તેણે પોતાની બાકીની જીંદગી દેવલમાં એક ધર્મગુરૂ દાખલ ગુજારી લોકોને નીતિના સબકો સમજાવવા માંડયા.

અગન જળે સો સતી ન કહિયે, રણ લડે ન શુરા;
ઇશ્વિર—અગ્નિમે તનમન હોમે, તબ પાવે પદ પુરા.

આતશની ચહેમાં પોતાના મર્હુમ ધણી સાથે બળી મરનાર સ્ત્રીને "સતી"નો એલકાબ આપવો દરૂસ્ત નથી, તેમજ લડાઇનાં મેદાનમાં ઝિપલાવનાર દસમ "યોદ્ધા"માં ખપી શકનાર નથી; જે આદમી ઇશ્વરરૂપી અગ્નિમાં પોતાનાં તનમન અર્પણ કરે (યાને ઇશ્વરને ઓળખવા પામે) તેના ધનભાગ્ય, અને તેજ કેવળ ઉંચ પદે પ્હોંચે.

વિદ્યા ને હુન્નર તું પઢયો ફોકટ,
આપ્યો જે વિદ્યાએ ન તારે ચિત
ખુદાનો વિચાર. જો ઇલ્મ ખરો
ન તારી ચાલથી તું સાબેત કરે

તો ફોકટ ગણાય; કારણકે અગર
કીર્તિએ પ્રકાશી આલમ અંદર
"બેકન" ના જેવો તું ફિલસૂફ કહેવાય
યા "શેકસપિઅર" જેવો કવિ પણ ગણાય;
પણ ન તારે ચિત હોય ખુદાનું નામ
તો સઉ તારૂં જ્ઞાન, રે ઇલ્મ તમામ,
મગજ તુંજ નાંકાની ચારણી વાળું
ધરે છે અધર, કે જ્યાંથી સઘળું
વેરાઇ તે બિન-મતલબ થાય છે બરબાદ.

(કુદરતની ખુબસુરતી.)

* * *

## આંખ ઉપરથી આપણી મળતી ઓળખ:-

નાકના આકાર ઉપરથી માણુસના લક્ષણનું અનુમાન કરવાની વિદ્યા શોધી કાઢવાનું જણાવવામાં આવે છે, તેમ આંખના લક્ષણો ઉપરથી મનુષ્યના લક્ષણો કલ્પવાની વિદ્યા પણ કાંઇ અજાણી નથી. દાખલા તરીકે, જે માણુસની આંખ જોવામાં ઘણી ચાલાક હોય તે ઘણો લડાઇખોર હોય છે. લિલાસ પડતી આંખ જુઠાણું, દ્વેષભાવ, અને ઢિંગામસ્તી દેખાડે છે; એવો શખ્સ બ્હાદુર અને હિંમતવાન છતાં હેમક હોય છે. જેની આંખ ઉંડી હોય અને પાપણ ટુંકાં હોય તે ઘણો બદજાત અને હૈયાંમેલો હોય છે. જેની આંખ ઇંડાંના આકારની હોય તે વાજીંત્ર વગાડવાનો અને રંગરાગનો

શોખિન રહે છે. કાંઇક સફેદ પડતી આંખ પંડીતાઇ અને મોટો દરજ્જો સુચવે છે. દાનાઇ અને નેકખસલત, સીધી આંખ ઉપરથી જણાઇ આવે છે. જેની આંખ મેસ (Soot) ની મિસાલે કાળી હોય તે બડેખાંઓની ટેબલપર ધભા ખાનાર હોય છે. ભુરી આંખ વાળા ચસકા કરવાનો સ્વભાવ પુરવાર કરે છે. બાડી આંખ નિમકહ-રામી અને કંજુસાઇની નિશાની છે. સખી અને દિલસોઝ પુરૂષની આંખપર કાળી કિનારીઓ રહે છે. એક આંખવાળો આદમી ઘણો મસ્તાન અને બાંગર હોય છે. કાબરચીત્રી આંખવાળું માણુસ અગર તે મર્દ હોય તો કંજુસ, નિર્દય અને ગુમાની, તથા જો ઓરત હોય તો ભરૂસો મેળવા લાયક નહિ. એક મોટી અને એક નાની આંખ ધરાવનાર ઉળટી ચાલનો અને ઝાહેલ હોય છે. જેની આંખ લાલ હોય તે ઘણો ભલો અને રાંક રહે છે. જેની આંખની સફેદીની અંદર તલ (Mole) હોય તે દોલતવાળો બુઝર્ગ હોય છે.

* * *

## દગાખોર દોસ્ત કરતાં ડાહ્યો દુશ્મન સારોઃ-

There is not half so much danger in the desperate sword of a known foe as in the smooth insinuations of a pretended friend.

(R. Chamberlain.)

લડાઇમાં દુશ્મનનાં છૂપ રાખેલાં હથિઆરોથી જેટલી ભયંકર ખાનાખરાબી થાય છે તેટલી તેનાં જાહેરમાં દિસતાં હથિઆરોથી

થતી નથી. તેજ ગિસાલે એક જાણીતો દુશ્મન જે બ્હાદુરીથી તરવાર ધરી આગળ વધે છે તેના કરતાં દોસ્તીનો હક જાળવવાનો દાવો કરી અંદરથી પટાળ પાણી ચલાવતા કહેવાતા દોસ્તથી આપણને વધુ સાવચેત રહેવું સજાવાર છે.

કસરેવજ આપણાં મોઢાંપર મધુર વચન બોલીને આપણા મા બાપ કરતાંએ વિશેષ લાગણી ને લાયકી આપણા તરફ દેખાડે છે. આપણી કમનસિબીથી તેને પોતાને પણ જાણે શું એક દુઃખ ઉપજતું હોય તેવો દેખાવ દાખવી તે આપણી સાથે ગંભિરાઈથી વાત કરે છે. આપણા કોઇ અંગત મિત્રની વાત આપણા આગળ તે કરે છે, તેમજ તે મિત્ર સંબંધે આપણે કેવો મત ધરાવ્યે છિયે તે દાવ પેચ રમીને જોઈ લે છે, અને પછી તેના સાંથ તુમડાં અથડાવે છે. બાદ પોતાનું કામ કાઢી લેવા માટે પેલા ધણીની પ્રીતિ જીતી લઇ, તે આપણા વિષે શું અભિપ્રાય ઉચારે છે તે કાન દઇ સાંભળે છે. આ ઇસમ આપણી સાથે શરૂઆતમાં બાવા ભાઇ, શેઠયા, મહેરબાન, મુરબ્બી, વિગેરે મધુર દિલજીત શબ્દોમાં વાત કરે છે, અને રસ્તે શેરીએ મળતાં નમી નમીને સર ઝૂકાવે છે. એવી રીતે દહાડામાં એક વાર પણ તે પોતાના પેદા કરનાર પિતાને નમતો ન હશે! ત્યારે કુદરતી રવેસે આપણને અંદેશો થાય છે કે આપણા જેવા ખાકી બંદા તરફ એટલી બધી સલુકાઇ તે શા સબબસર દેખાડતો હશે? ઘણા આદમી એવા ઠગારાઓના "ભોલા શિકાર" થઇ પડે છે. તેઓ તેના દગાખોર નમનથી અંજાઇ જઇ, તેમને માટે સારો મત બાંધે છે. તે ભોલાઓને કયાંથી ભાન હોય કે, બાતેનની મતલબ કાંઇ બીજીજ છે! બીજા હાથપર જે ધણી આપણા ઉપર ઘણો કડવો ડોળો રાખે, આપણો વાંક પડતાં

આપણુને ખખડાવી નાખે, અને આપણુને લહેકા વગરજ તોરમાં સલામ કરે, તે ઘણા દાખલામાં આપણો ખરો મિત્ર નિવડે છે. એવા ધણીઓ તરફ આપણે હિનભાગ્યે ઉળટી નજરે જોઇએ છિયે. એજ ધણીઓ આપણું ભલું ચાહે છે. તેઓ મોઢાંપર ગલ્યું ગલ્યું પિરસીને આપણું ભલું કરતા નથી, પણ વખ્તોવખ્ત સખ્ત શબ્દોથી આપણુને નવાજીનેજ સ્વપ્ને સુધાં ખબર નહિ પડે તેવી આપણા મિત્રમંડળમાં અને કુટુંબકબિલામાં આપણા સદગુણોની પ્રશંસા કરે છે. માટે મોઢાંપર મિઠું બોલનાર અને ઘણો આવજોમાવજો કરનાર શખ્સોથી સદા દુર રહેવું, અને જે આપણુને તડ ને ફડ પરખાત્રી દેતો હોય તેનાથી ડરવું નહિ, દુઃખ દફે કરવા કાજેજ ડોકટર કડવી દવા આપે છે. કાં નહિ સાકરતું પાણી પાઇને ને મેસુર માવા ખવાડીને આપણો તાવ ઉતારતો ?

ભોંસ્તા કડતા સંગ બચ્ચાથી–ખુદા, પનાહમાં રાખ;
જાલમ જબરદસ્ત લુચ્ચાથી–ખુદા, પનાહમાં રાખ.
ફસાદ બસ ફસાવતોજ હોય તો, દાનાવ દુશ્મનને હાથ;
લેકિન નાદાન દોસ્ત કચ્ચાથી–ખુદા, પનાહમાં રાખ.

* * *

## ઉખ્યાણાં અલંકારઃ—

આદિ કટેતેં સબકો પારે, મધ્ય કટેતેં સબકો મારે;
અંત કટેતેં સબકો મિઠા, સો ખુશરો મેં આંખો દિઠા.

ત્રણ અક્ષરની એક વસ્તુ છે, તેનો પહેલો અક્ષર કાપીએ તો બાકી રહેલા અક્ષરોથી એવી વસ્તુ બને છે કે જે બધાને પાળે છે. વચલો અક્ષર કાપીએ તો બાકીના બે અક્ષર એવી વસ્તુ સુચવે છે

કે જે બધાને મારે છે. છેલ્લો કાપીએ તો બધાને પ્રિય લાગે એવી વસ્તુ થાય છે. તે વસ્તુ ખુશરો કહે મેં નજરેનજર જોઇ છે.

એ વસ્તુ કાજળ છે. જળ યાને પાણી બધાને પાળે છે. કાળ યાને મોત બધાને મારે છે. કાજ યાને કામ બધાને પ્યારૂં છે.

એક સખી બીજીને સમસ્યા પુછે છે કે—

આશ્રીત જનને આપ ઉગારે, પકડે તેને પાર ઉતારે;
ભલો ભિતર ઉપકારી ભાવ, અર્થ એનો બહેન સમજાવ.

આ સમસ્યા દ્વિઅર્થી છે. દ્વિ એટલે બે, અને અર્થ એટલે અર્થવાળો (Double meaning.) હવે બીજી સખી પ્યારના ખ્યાલમાં ચકચુર હોવાથી જવાબ વાળે છે કે, પોતાને આશ્રે રહેલા માણસને ઉગારે છે, અને પકડે તેને પાર ઉતારે છે, અંદરથી ભલો છે, અને તેના ભાવ ઉપકારના છે, તે તો સ્વામી (પ્રિતમ) હોવો જોઇએ; કારણ પોતાને આશ્રે રહેલી સ્ત્રી કે જેનો તે હાથ પકડે છે તેને પાર ઉતારે છે; વિગેરે. પહેલી સખી કહે, ના! એ તો નાવ (હોડી) કહેવાય.

અતી સુંદર ચાહે જગ જેણે, લોભાણી હું જોઇ તેને;
કીધું તેણે મુજ મન હર્ણું, શું સખી, સજ્જન? ના સખી, સુવર્ણું!

બીજી સખી–અતી સુંદર અને દુનિઆ જેને ચહાય છે, વળ તેને જોઇને હું લલચાઇ ગઇ, અને તેણે ગોયા મારૂં મન જીતી લીધું તે તો સ્વામી (પ્રિતમ) કહેવાય.

પહેલી સખી—શુશોભિત, લોભાવનાર, અને મન હરી લેના તો સુવર્ણું (સોનું) છે.

અર્ધ રાત્રી આવ્યો આગાર, શું કહું શોભાનો નહિ પાર;
વધ્યો અવરેખતાં આનંદ, શું સખી, સજ્જન? ના સખી, ચંદ!

પહેલી—અડધી રાત્રે ઘરમાં આવ્યો, તેની શોભાનો પાર નથી, અને તેને જોતાં હું આનંદ પામી, એ કોણ?

બીજી—એવો તો પ્રિતમ (સજ્જન) હોય.

પહેલી—નારે ગાંડી! અરધી રાત્રે ઉગીને શોભા અને આનંદ આપનાર તો ચંદ્રમા (ચાંદ) છે.

"Charge, Chester, charge: on, Stanley, on!"
Were the last words of Marmion.
Had I but been in Stanley's place,
When Marmion urged him to the chase,
A tear might come on every face.

એમાં કાંદા વિશે ઉખ્યાણું છે. "On, Stanley, on!" એટલા મારમ્યનના છેલ્લા શબ્દો છે, પણ જો સ્ટેનલીને બદલે હું (I) હતે તો દરેકની આંખમાંથી આંસું પાડતે. યાને સ્ટેનલીને બદલે "I" હરફ બંને "On" શબ્દોની વચમાં આવ્યાથી "Onion" એટલે કાંદો થયો એજ પ્રમાણે કાંદા ઉપર ફાર્સિ અલંકાર છે કે—

ચીસ્ત આ ગુન્બદે લતીફો નેકુ, ખુરદને મર્દુમાને નેકુ રૂ;
દર બરશ જામહાએ સુર્ખો સુફીદ, મીકુનદ ગીરીએહા કુશનદેહ ઉ.

મુગટના આકારનું એવું તે કોણ સુંદર અને સરસ છે, જેને ગમે એવા ખુબસુરત મર્દો પણ ખાય છે? વળી તેના દિલમાં રાતાં

અને ધોળાં લુગડાંઓપર લુગડાં પેહેરાવેલાં છે, અને જે કોઇ તેને કાપી નાખે છે, તેને પાછળથી રડવું પડે છે.

*   *   *

## પટેટીની પશેમાની અને તેના પ્રતાપઃ—

Had I been a nightingale, I should have sung the songs of a nightingale; or had I been a swan, the songs of a swan; but, being a reasonable being, it is my duty to hymn God.

હું બુલબુલ પેદા પડયું હોત તો, બુલબુલ સમાન સુંદર સરોદ લલકારત. હું હંશ થયું હોત તો, હંશનું સંગિત ગાત. મગર બુધ્ધિ અને અક્કલવાળાં પ્રાણી દાખલ જગદિશ્વરે મને જન્મ આપ્યો છે તો, મારી ફર્જ છે કે તે સાહેબની સ્તુતિનાંજ ગયન ગાઉં.

મુકતાદના આ પવિત્ર દહાડા, ડોસલાંની ધમચકીથી મારે ઘર ગાજી રહ્યા હતા. મારાં માતપિતા અને આખું કૂટુંબ અસલી ધર્મિ વિચારઆચારનું હોવાથી મારે ઘરે ડોસલાં મંડાયાં હતાં, અને તેના ક્રિયા ભણુતર ફુલપાન, સુખડ લોબાણ, વગેરેથી તે ઘર બાગે બહેશ્ત જેવું બની રહ્યું હતું. સર્વ નાનાં મોટાં, મરદ ઓરત, બચ્ચાંબાળાં હર્ષભેર તેની ખુશનુદીમાં સામેલ હતાં હુંજ એકલો એક એવો હતો, કે જે તેમાં મુદલ ભાગ લેતો નહિ; બલકે ડોસલાંને તથા તેની તમામ સામગ્રીને વહેમ તથા રકાસ ગણી હસી નાંખતો હતો.

પાંચમા વહિસ્તોઇશ્ત ગાથાની સુંદર સાંજે, જ્યારે આ રચના મારે ઘર વધુ બહારમાં ખિળી રહી હતી, ત્યારે હું મારા સરેશ્તાના ફેશનેબ્લ પારસી ઢપના પણ કાંઇક જાંગલાઇ પોશાકમાં સજ થઇ, હાથમાં 'વૉકીંગ સ્ટીક' ઝાલી, ઘરમાંથી બાહેર જવા નિકળ્યો. તે જોતાંજ મારી વાહલી મનમોહન મોહરદાર શીરીન, જે જો કે શિખેલી ભણેલી તોપણ ધર્મચુસ્ત છે, તેણીએ એકદમ આગળ આવી મને અટકાવ્યો અને પુછ્યું, "વહાલા સ્યાવક્ષ, આ પાક પવિત્ર દહાડે, આ સપરમી સાંજે પણ, શું તમે જીભરાયા બાહેર જાવો છો? ડોસલાં આગળ ભણતા ગણતા તો નહિજ, પણ જરા અસતમ ભણાયલું ખાણું તો જમો! કેવું મજેનું તરેહવાર ખાવાનું છે?" મેં કહ્યું, "આગ લગાડ, જેહાનમમાં નાંખ, તેને! એવું વહેમભરેલું ખાણું હું કદી ખાઇશ નહિ. મારી વટીનું પણ તુંજ ખાજે. હું તો આ ચાલ્યો ફીરંગી બાસ્તાંઉના હોટલમાં!" શીરીનની ગમે તેવી સમજાવત અને આગ્રહને આઘે હડસેલી, તુચ્છકારી કાઢી, તેણીનું જીગર બળાપાની અગ્નિમાં બળતું રાખી, મારી સખુનપરવરીને સરફરાજી આપી, આમ કહેતોજ હું બાહેર પડગો. અને રસ્તો લીધો નળબજાર તરફનો!

પ્રથમ એક દારૂવાળાનાં "બાર"માં ઘુસી એ ત્રણ બબ્બાના "પૅગ" ચડાવી ગરમાગરમ બન્યો. પછી હોટેલમાં જઇ કબાબ, કટલેસ, કરીચાવલ, ઇત્યાદી ઇતરદીને પેટ પુરતો ઇન્સાફ આપ્યો. ત્યાંથી ઇરૂન અસ્ફન્દિયારની દુકાનમાં જઈ આઇસક્રિમ તથા ચાપર હાથ ચલાવ્યો. ત્યારબાદ પાનવાળાની દુકાનેથી પાનપટ્ટી ખાઇ મખવાસ કીધો. એ રીતે પવિત્ર મુકતાદમાં અશો રવાનો તથા અશો ફ્રેરોહરો

તરફની મારી ફરજનું કરજ અદા કીધું! પાછો ઘર આવવાને માટે મેં ગીરગામ તરફનો રસ્તો લીધો.

ચંદનવાડી તરફ આવતાં, અનજુમનના આતશબેહેરામનાં મકાનને રોશનીથી દિપી નિકળેલું જોઈ તે તરફ મારૂં દિલ ખેંચાયું, અને માનશો? હું તે મકાનમાં દાખલ થયો. દાખલ થયો ખરો! પણ એવા વિચારથી નહિ કે, તેમાં એબાદત કરૂં ને અંદરના કેબલાને નમું. ના, ના! તે તો મારે મનથી એક વહેમ, એક મશ્કેરી હતી. દાખલ થયો હું એવા ઇરાદાથી કે ત્યાંનો મેહમાર જોઉં, "ચારોમારો" તપાસુ, ત્યાં થતાં ક્રિયા ભણતરોની ઠઠા કરૂં, અને બીજે દિને પેલા સુધારક છાપામાં ચર્ચાપત્ર ચિત્રીને છાલછોલાં અને ઝાટકણી કાઢું. પ્રથમ હું ખુદ આતશબેહેરામના હોલમાં ગયો. શું જોઉં કે ત્યાં દજનબંદ પારસી-જરથોસ્તી મરદો બાનુઓ અને ચેકુસો હાજર હતાં. કોઇ હાથમાં પાક ખુરદેહ અવસ્તાની કેતાબ લઇને તો કોઇ તે વગર બંદગી કરતા, અને કોઇ ખાકમાં સર નાખી સેજદો કરતા. તેમની ગંભિરતા ને ધર્મ તરફની ઉમદા આસ્થા જોતાં મારાં મનપર એવી એક એજમતી અસર થઈ, કે તેમની મશ્કેરી કરવાનું હું ભુલીજ ગયો, અને સામું તેમના તરફ મારૂં માન ખેંચાયું. તેવામાં કેબલાની બોય દેનાર મોબેદ બાદશાહે બોય દેવાનો ઘંટો ઠોકયો. તેના ઠણુણુણુ કરતા નવ થોકાનો બુલંદ અવાજ મારે કાને પડયો. તેથી મારાં જીગરપર એવી વિજળીક અસર થઇ કે, મારૂં ધ્યાન ખુદ કેબલા તરફ ને તેની બોયની ક્રિયા તરફ ખેંચાયું. મને એમ પણ લાગ્યું કે, હુંબી તેનો સેજદો ને તેની ન્યાયગેશ કરૂં તો કેવું સારૂં! પણ ત્યાં

બંદગી કરતા ગૃહસ્થો તથા બાનુઓમાં કેટલાંકો મારી પિછાનનાં હતાં તેઓ રખેને મારા વિચાર ફરેલા જોઇ મને તાનાજની કરે એવી બીકથી હું ચુપ રહગો, અને શરમિંદે દિલે ત્યાંથી નિકળી ગયો.

નિકળીને હું મારે ઘર સિધાર્યો નહિ, પણ વધુ રાહઘાત જોવા માટે તેની દરેમેહરના પાછળા માળપર ગયો, કે જ્યાં અનજુમનનાં તથા બીજાં ઘણાંએ પારસી—જરથોસ્તીઓને ઘરનાં ડોસલાંનાં એડાં મંડાયલાં હતાં. કેવો દિપય દેખાવ! કેવો ફુલ ફળનો પમરાત! કેવો સુખડ લોબાણનો મધમઘાત! કેવો સંખ્યાબંધ દિનદાર ગ્રહસ્થો તથા બાનુઓની બંદગીનો ગંભિર ગણગણાત! ગોયા નરૂં ગુરોથમાન બહેસ્ત! અરે, આ પવિત્ર રાત્રે સેંકડો હમદીનો ખરાં જીગરથી પોતાના પેદા કરનાર પરવર, ઇઝદ અમેસાસપંદો, અશો ફરોહરો, તથા અશો રવાનોની યાદ તથા સેતાયશ કરે છે, ત્યારે એકલો અટુલો, નાફરમાન, નાપેકાર, નગુણો, પાપી એક હુંજ, કે તેમાં મુદલ ભાગ લેતો નથી? મેં ધાર્યું—મેં ખરાં અંતઃકરણથી ઇચ્છયું—કે હું બી ભાગ લઉં; પણ ઉપલાજ અભિમાની વિચારોથી અટકી જઇ શરમનો માર્યો, શ્યતાનના સપાટામાં મક્કમ સપડાયલો, હું ચુપ રહ્યો. માળપરથી નિચે ઉતરતાં મારી નજર દરેમેહરના હીંડોલાવાળાં દિવાનખાનામાં ખેંચાઇ, કે જ્યાં વળી બાજોની અળગાર મંડાયલી હતી, અને મોબેદ સાહેબો હાથમાં બરસમ ઝાલી પદાન સાથે ખુશ અવાજે તે બાજ ઇજતા હતા, અને હોલની બાહેર કચ કાંઇ દિનચુસ્ત ગ્રહસ્થો તથા બાનુઓ ધિમા સરોદે ચશમ નિચી રાખી ગણગણ સાદે અવસ્તા ભણતાં હતાં. જાણે ફરેસ્તાઓની એક મિનોઇ મિજલસ મળી હોયની! આ વેળા ફરી મારૂં દિલ ભકિત કરવા તરફ

દોરવાયું, પણ નાચાર! ઉપલાજ સબબસર હું તેમ કરી શકયો નહિ, અને શરમભર્યા ચહેરા સાથે ત્યાંથી નિકળી ઘરે ગયો. પેલો ઇંગ્રેજ લેખક ઉસ્તાદ ખરૂંજ કહી ગયો છે કે, "Leave not of praying to God; for either praying will make thee leave off sinning, or continuing sinning will make thee desist from praying." એજ આબાદ અવસ્થા હાલ મારી હતી. ઇચ્છું છું તો ઘણુંએ, પણ સ્યતાનની ચુંગાલમાંથી છટકું કેમ એ એક મોટું ઉખ્યાણું મારે મનસે થઈ પડયું હતું. ખેર; જોઇશું!

મારે ઘરે આવી પુગતાં હું જોઉં શું? ત્યાં એ મોબેદો ભણતર લલકારે છે. મારા મુરબ્બી સસરાજી તેમની નજદીક ખુરસીપર બેસી પટેટ પશેમાની ભણે છે. આહ! બધેજ બંદગી, ને બધાઓ ભણતર ક્રિયામાં મશગુલ! હુંજ એકલો અભિમાનના દર્યામાં ડુબેલો! મનના એવા વિચાર તથા દિલના એવા ચટકા સાથ હું મારા ઘરની રાંધણી તરફ ગયો, કે જયાં ડોસલાં માડેલાં હતા. તે ડોસલાંનો દેખાવ, ફુલ પાનના શણગાર તથા રોશનીના તેજથી બાગે બહેસ્ત જેવો મને લાગ્યો, ને મારૂં અંતઃકરણ આરામ પામ્યું - પણ તેવામાં એક અજબ દેખાવે મારા હોંસકોસ હવામાં ઉરાડી મેલ્યા. મારી નાજુક ખુબરૂ શીરીન તે ડોસલાં આગળ વાંકી ચસ્મે ગુપચુપ એક મુડદાં મિસાલે ઘણો વાર નિચે બેઠેલી મને જણાઇ. અરે, એ શું? મારી શીરીન બેફામ થઇ પડી ગઇ છે કે કેમ? "શીરીન! અરે શીરીન! વહાલી, તુંને શું છે? પડી ગઈ કે કેમ? બેશુધ થઇ કે શું?" આમ બોલ-

તોજ હું તેણીને ઉઠાડવા જતો હતો, પણ તેવામાં તેણી ઝટ દેતી કે ઉઠી ઉભી થઈ; અને મને ગળે બાઝી પડીને બોલી, "કાંઇ નહિ, વહાલા સ્યાવક્ષ! ધિરા પડો! ગભરાશો નહિ! મને કાંઈજ નથી! હું તો ડોસલાં આગળ અશો ફરોહરોની આરાધના કરી પરવારીને સેવટે 'નાકઘસણી' કરતી'તી ને તમે જીભરાયા માટે સારી રૂડી દુવા ચાહતી'તી!" "શુકરાના! સહહજાર શુકરાના!! હું તે માટે ખરેજ ખુશી છું, વહાલી શીરીન! અને તારી આ પરેહજગારી તથા દિનદારી માટે તુને શાબાશી આપું છું! પણ, વહાલી! મને જણાવ કે, મારે માટે તું શું સારી રૂડી દુવા ચાહતીતી?" આમ મેં પુછયું. શીરીને પુર ગંભિરાઇથી ઉત્તર વાળ્યો, "જીગર! બેઅદબી માફ! હું એજ દુવા ચાહતી'તી કે, મારો પ્યારો ખાવિંદ પોતાના અધર્મિ વિચારોથી હાથ ઉઠાવે, આ પાક દહાડે તે પટેટ કરી પશેમાનૂ થાય, ને પોતાના ધર્મચુસ્ત વડીલોના જેવી ધાર્મિક જીંદગી ગુજારવા શિખે!" આ બોલતાં રખેને મને ક્રોધ આવે એવા ખ્યાલથી તેણી ડરતી હતી; પણ મેં તરતજ હસીને ખુશ મિજાજથી તેણીને કહ્યું, "ઓ નેક નાર! તારી દુવા ખરેખરી, સાફ દિલની, ને મારે માટે ઘટે તેવીજ છે. તે દુવા પાક પરવરે કબુલ કીધી છે. રસ્તેથી ઘરે આવતાં સ્યતાનને મારા માર્ગમાંથી મારી હઠાવવાનો મેં કિરતારને છુપો પણ નહિ તુટે એવો કોલ આપ્યો છે, અને તેપર હું કદી પાણી ફેરવીશ નહિ. મારા કાફરી વિચારો દુર કરી, આજથી હું તારાથી વધતો નહિ તો તારા જેવોજ દિનદાર બન્યો છું! ઓરત હોય તો તારા જેવીજ ભલી દિનદાર ને વફાદાર હોજો!"

પછી આ રાત્રે મારાપર વિંટેલી તમામ કહાણીની વાત તેણીને

મેં કહી સંભળાવી, અને તેની ખાતરી તથા જામિનગીરી માટે હું તરતજ કુસ્તી પાદયાબ કરી ડોસલાં આગલ ભણવા બેઠો. પરેટ કરી મેં થઇ ગયલા તમામ ગુનાહોની પશેમાની કીધી, અને હવેથી ધાર્મિક જીંદગી ગુજારવાના સોગંદ લીધા. તેથી મારૂં દિલ એટલું હલકું લાગ્યું, મારા જીવને એટલી બધી રાહત થઇ, કે રાત્રે હું ખુશ નિદ્રામાં નિરાંતે ઉંઘાયો અને ઉંઘમાં સ્વપ્નાવસ્થામાં મને ફરેસ્તા અને ફરોહરો તથા અશો રવાનોનાં ટોળાં, નવરોઝ મુબારકનાં પનોતાં બાળક સાથે નજરે પડયાં. મગર આ ખુશ સ્વપ્નાની પવિત્ર મજાનો લાહવો હું વધુ ભોગવવા પામ્યો નહિ, કાંકે બામદાદ થવા આગમચજ નવાં સાલના સગનનાં વાજાં વાજીંત્રોના ખણખણાતથી હું એકદમ બિદાર થયો. જાગતાંને વાર મને નુતન સાલના પહેલા જે સગન મળ્યા તે, મારા બુઝોર્ગ પિતાજીના મળકાતા મુખડાના હતા જેઓ મારા છકેળપણાથી કંટાળી, આજ વર્ષો થયા મને ઓવારનિવાર કરી બેઠા હતા. તેઓ બાજુના બજાર ગેટ સ્ત્રીટમાં રહેતા હોવાથી રાત્રે શીરીન તરફથી મારી આ ફેરવાઇ ગયલી વળાણુની વિગતથી વાકેફ થતાં, મને મુબારકબાદી આપવા આવ્યા હતા, અને વારસા હિસ્સામાંથી મારૂં નામ રદબાતલ કરવાની તેઓએ જે ગોઠવણ કરી હતી તે ગોઠવણપર આજના બખ્તાવર દિવસથી પુરો મુકવામાં આવશે એવી ખુશ વધાઇ તેઓએ મને આપી. આ મુજબ નવાં વરસનો નવરોઝ મારે માટે હસતો રમતો ઠર્યો. તે બારેહકતાલા સર્વ દિનદાર પારસી-જરથોસ્તીઓને એવીજ નેક બુધ્ધિ ને સારા સગન બક્ષો! "દિલનો ગવાહ દિલ" ને "દયાનત તેવી બરકત!" સાલ મુબારક!! ટેટા.

**નોંધ**—સેવકનો આ લેખ "જ્ઞાનવર્ધક" માસિકના સપટેમ્બર ૧૯૦૮ ના "નવરોઝ અંક"માં પ્રથમ રજુ થયો હતો. શિખેલા સુધરેલા પારસીઓ "પટેટી" અને "નવરોઝ"ના છબરડા કરતા કયારે પરવારશે? ગાથા ગાહમ્બાર પુરા થવા પછીના દહાડાને (નવાં વર્ષના પહેલા દહાડાને) તેઓ "પટેટી" કહે છે; જ્યારે નુતન સાલના આગમચના દહાડાને (પાંચમા ગાથાના દહાડાને) "નવરોઝ"નું બેહુદું નામ આપે છે. "પટેટી" એટલે પટેટ અથવા પસ્તાવો કરવાનો પ્રસંગ; પણ તે પ્રસંગ નવાં વર્ષનો નથી! ખુશી ખુશાળી ભરેલાં નવાં વર્ષને દહાડે કાંઇ પસ્તાવો કરવાનું હોય? જેને ભાનભુલાઓ "નવરોઝ" લેખે છે તે દહાડે, યાને વર્ષ પુરૂં થાય તેના છેલ્લા દિવસે, પશેમાન થઇ પશ્ચાતાપ કરવાનો છે. આખાં વર્ષનાં ખરાબ કામોની તોજેસ છેલ્લે દહાડે કરાય. "નવરોઝ" એટલે "નવો રોજ." તેથી ઉળગળરડી ખાઇને જેને "પટેટી" ઠોકી બેસાડવામાં આવે છે તે "પટેટી"નો દહાડો પહેલો, ને તે પછીનો જે મુબારક રોજ તે "નવરોઝ."

* * *

## જમને કોણે જીત્યો?—

One generous feeling, one great thought, one deed
Of good, ere night, would make life longer seem,
Than if each year, might number a thousand days,
Spent as is this by nations of mankind.
We live in deeds, not years; in thoughts, not breaths;
In feelings, not in figures on a dial.

We should count life by heart-throbs. He most lives,
Who thinks most, feels the noblest, acts the best.

(Phillip James Bailey.)

સમજણ:—મનુષ્યજાતિ સામાન્ય રીતે પોતાનો સમય ગાળે છે તે મુજબ એક હજાર દિવસનું વર્ષ ગાળવા કરતાં દરરોજ દિવાબતી થાય તે આગમચ તેનાથી એક ઉદાર મનોધર્મ થાય, એક મોતેબર મનસુબો કરવામાં આવે, અને એક સત્કાર્ય થાય તો તે વધારે લાંબું જીવન ગાળવા સમાન થઇ પડે. આપણાં જીવનની તુલના વર્ષથી નહિ પણ કાર્યથી, શ્વાસોશ્વાસથી નહિ પણ વિચારથી, શંકુ યંત્રના આંકડા ઉપરથી નહિ પણ લાગણીથી થવી જોઇએ. હૃદયના ધપકારાથી આપણે સમયની ગણના કરવી જોઇએ. જે વધારેમાં વધારે વિચાર કરે છે, વધારેમાં વધારે જેને ઉમદા લાગણી થાય છે, જેનાં આચરણ સર્વોતમ છે, તેણેજ વધારે લાંબું આયુષ ગાળ્યું કહિ શકાય.

તે ડાહ્યો, તે ખરો દુરઅંદેશ, તે ખરો સુખી, જે યાદ રાખે છે કે, આ અવનિનો તે રહેવાસી છે તોપણ આવતી દુનિઆનાં અમ્મર સુખના ઉમેદવાર તરીકે અત્રે પોતાની પરિક્ષા અર્થે તે આવ્યો છે. તે ગોખી રાખે છે કે, આ જીંદગી જોગવતી વખતે બહેસ્ત કાજે તૈયારી કરી રાખવાની છે. પોતે અવતર્યો હોય તે કરતાં વધુ ચઢતી પંક્તિએ પ્હોંચી મરણ પામતો માણસ ખરો ભાગ્યશાળી છે. ખરો ભાગ્યશાળી તે, જે પોતાનાં બાળકોને વધારે સારી હાલતમાં (સંસારી તેમજ નીતિ સંબંધી સારી હાલતમાં) પાછળ મુકી જવાને શક્તિવાન થાય છે, જે હયાં જન્મ ધરી એવું ગુમાન રાખતો નથી કે તે

પોતાને એકલાને માટેજ જીવે છે, જે પોતાનાં સુખ ઉપરાંત બીજાં-ઓને પણ સુખી રાખવાની કોશેશ કરે છે, જે પોતાની આડી ચાલ-થી કોઇને નાહક નુકસાન પુગાડતો નથી. આ જીંદગીનો ભેરમ જે પામ્યો, જે લોભ લાલચના ખાડા ખાબોચ્યાથી દુર રહ્યા, જે આડા અવળા માર્ગથી આઘે નાઠો, જેણે પોતાની ઉમેદ હદમાં રાખી, જેણે પોતાની નૈયત નેક બનાવી; જેણે અપોતી દામન પાક રાખી, જેણે પોતાના પેદા કરનાર પિતાને ખુશી રાખ્યો, તે ખરો ભાગ્યશાળી! સંસારમાં સુધા ચાલો, વહેવારમાં પ્રમાણિક રહો, ખાનદાનની જેબ જાળવો, ધર્મના સુંદર સબકો અનુસાર વર્તો, અને પછી જુઓ કે તમારા બેશીઓ તમોને કેવું માન આપે છે! મિત્રો તમોને કેટલી હદ સુધી ચાહય છે! જનસમાજ તમારે માટે કેવો ઉંચ મત ધરાવે છે! જેનાં અવસાન પાછળ "એક પાપ ઓછું થયું" શબ્દો ન બોલાતાં, "એની જગ્યા ખાલી છે" એવા પડધા પડે, તેનું જીવન સાફલ્ય થયું છે. તંગીમાં આવી પડેલા આદમી સારૂ જે પોતાની કોથળીનું મોહ ઉંધાડવાને અચકાય નહિ, જે રડતાના આંસુ લુછે, જે ભુખ્યાને ભોજન આપે, જે નાગાને વસ્ત્ર પહેરાવે, જે દુખ્યાને આરામ દે, જે દર્દીને દવા આપે, અને જે દુર્બળની મદદે ધાય, તેજ બંદો જમને ખરો જીત્યો!

જમ જીત્યો જન તેહ, જીત્યો જે દુષ્ટ વિકારો;
જમ જીત્યો જન તેહ, ધરે પ્રમાર્થ પ્રકારો;
જમ જીત્યો જન તેહ, જમથકી જરા ન બીયે;
જમ જીત્યો જન તેહ, નિરાંતે સુખ દુઃખ પીયે;

નર તે જમને જીત્યો ખરો, જુવાની ઘડપણમાં ફળી;
જીત્યો તે તો બે'રામ કે', લંબાવી વંશાવળી.

*　　*　　*

## વિચારીને વાણી ઉચ્ચારો:—

### દોહરો.

નિશદિન બકબક જે કરે, કરે ન લેશ વિચાર;
સ્વાદ સહિત પીએ નહિ, કેફ સદા કરનાર.

હરેક વખ્તે આકરા થઇને અનઘટતું બોલવા કરતાં, ધિરજથી અક્કલપસંદ બોલવામાં માણસની શોભા અને ભારબોજ વધે છે. એક જંગલી કુત્રાં મિસાલે ભોંસીને હાડમાર થવા કરતાં, એક ગોશેનશીન તપેસરી મિસાલે ચુપકીદી અખત્યાર કરી રાખવામાં ખરૂં ઇન્સાન્યતપણું છે. વળી ખરૂં મુર્ખપણું તેજ ગણાય કે જ્યારે બોલી સંભળાવવાનો વખ્ત હોય ત્યારે નહિ બોલે, અને કવખ્તે પટપટારો કરીને નકામો કંટાળો આપે. આદમજાતને આ દુનિઆમાં પેદા કરવાની મતલબો મધ્યે સઉથી ખાસ મતલબ પણ એજ છે કે, તે સારી સલુકાઇ બતાવીને લોકો તરફ માન ધરાવતો રહે, અને પ્રથમ વિચાર કરી બોલે કે પછી પશ્ચાતાપ કરવો પડે નહિ.

રશીદી અને અમઆક બોખારી, એ બે હરીફ કવિઓ, સુલતાન સનજરની દરબારમાં વરતા હતા. બંને એકેકની સાથે હરિફાઇ કર્યા કરતા। એક વાર સુલતાને બોખારીને રશીદીની કવિતાઓ

વિષે અભિપ્રાય આપવા કહેતાં તે પોતાના હરીફને માટે બોલ્યો કે, એ સારો શાએર છે, પણ તેની કવિતાઓમાં નિમકની મજા આવતી નથી, યાને કાવ્યની લહેઝત પડતી નથી. સુલતાનના પુછવાથી આ તાણાનો જવાબ આપવા રશીદી તુરત પોતાના હરીફ તરફ ફરીને બોલ્યો—

ફારસી.

શયરહાએ મરા બી નમકી અએબ કર્દી, રવા બુવદ શાયદ.
શયરહાએ મન હમચુ શકરો શહદ અસ્ત, અંદરીન દો નમક નેકુ ન આયદ.
શલજમો બાકલાસ્ત ગોફ્તેએ તો, નમક અય કુલતબાં તોરા બાયદ.

મારી કવિતાઓમાં નિમક નથી એમ કહિ તું તેની ખામી કાઢે છે તે બરાબર છે. મારી કવિતાઓ શાકર અને મધના જેવી છે, અને એ બેમાં જો નિમક આવે તો લહેઝત બગડી જાય. પરંતુ તારી કવિતાઓ તો શલગમ (Cabbage) અને બાફેલાં શાક (Boiled Vegetable) બરાબર છે. માટે ઓ નિચા! તેમાં નિમક નાખ્યા વિના તુંને તો ચાલેજ નહિ

કુંડલિયા.

બિના બિચારે જો બોલે, સો પિછે પસ્તાય;
કામ બિગારે આપનો, જગમે હોત હસાય.

* * *

## ગરીબાઇમાં ગમત:—

Come then, O Poverty! for what is there in thee dreadful to the wise? Temperance,

health and frugality walk in thy train. Cheerfulness and liberty are ever thy companions. Shall any be ashamed of thee, whom Cincinuatus was not ashamed ?

(Goldsmith.)

આવ, ઓ ગરીબાઇ, તું બેલાશક આવ! કારણ તારામાં એવું શું છે કે એક ડાહ્યો માણસ ડઘાઇ જાય? મિતાહારીપણું, તનદરોસ્તી અને યોગ્ય કરકસર તારી સવારીમાં સામેલ છે. ખુશમિજાજી અને છુટાપણાંના ઉંચા ગુણો તારા સદાના સોબતીઓ છે. સિન્સીન્યુએટસ (જેવો ફિલસૂફ અને ભણેલો વિદ્વાન) તારાથી લજવાયો નહિ, તો સાધારણ શખ્સે તારાથી શા સારૂ શરમાવું જોઇએ ?

ગરીબાઇ ? નિરાશા અને હાડમારીનું ગોયા સંગ્રહસ્થાન ! પણ જો તે સંગ્રહસ્થાનમાં પવિત્રતા, નમ્રતા, અને વફાઇનો વાસો હોય તો, ગરીબાઇનો દરજ્જો પેલી તવંગરીની તકોબરી કરતાં ઉંચ અને મિનોઇ છે. એક ગરીબ આદમીને મહેનત મજુરી કરવી પડતી હોવાથી તેનો બાંધો મજબુત બને છે, અને તેનું શરીર આરોગ્ય રહે છે. કુદરતની આ કાંઇ જેવી તેવી નવાજેશ કહેવાય નહિ ! ગરીબાઇની જંજાળ અને કષ્ટોથી કંટાળી મોટાઇ મેળવવાનો અભખરો ધરાવનાર ઇસમ એટલો કીઆસ કરતો નથી કે મોટાઇમાં ઓર મોટી ફિકર ચિંતા સમાયલી છે. ગરીબાઇની મુસિબતો ભવિષમાં ઉત્તમ પરિણામ લાવે છે. સુખની આશા રાખનારે ગરીબાઇનાં સંકટો દ્રઢતાથી પ્રથમ વેઠી લેવાં જોઇએ. મોટા લોકમાં સાધારણ થઇ પડેલી બદીઓનો પ્રવેશ

ગરીબોમાં થતો નથી, કારણ તે બદીઓને પોષવા તેમની પાસે પુરતા પૈસા નથી. ઘણીવાર આપણે જોયું છે કે અચાનક દ્રવ્ય મેળવનાર ખરાબ રસ્તે ઉતરી પડે છે. પોતાનાં તનબદન રગડનાર ગરીબ માણસો જેવા આરામથી ઉંઘ કાઢે છે તેવી શાંત નિદ્રા ઐયાસી જીંદગી ગુજારનાર શ્રીમંતોને ફાળે જતી નથી. આપણે કેટલાકોને વારંવાર બોલતા સાંભળ્યે છિયે કે, "પરવરે પેલાને તવંગર બનાવી અમોને કાં તંગદસ્ત રાખ્યા?" પણ ના, કદી એમ અસંતોષી થવુ નહિ! કોઇ ધનથી, કોઇ તનદરોસ્તીથી, કોઇ મનદરોસ્તી અર્થાત હુસ્યારીથી, અને કોઇ પ્રેમાળ કાર્યોથી તવંગર રહે છે. મહાન મહાત્માઓ, ફાંટાબાજ ફિલસુફો, ચુનંદા ચિતારાઓ, કાબેલ કલમકશો, જાણીતા જર્નાલિસ્ટો, સુપ્રસિધ સખીવજુદો, અને નામાંકિત નાટકકારો ઉંચ દરજ્જા હાથ કરવા અગાઉ ગરીબાઇના અઘરા સબક અને કડવા અનુભવમાંથી પસાર થાય છે. પારસી વડીલોએ દેશ પરદેશ ખેડીનેજ પૈસા મેળવ્યા હતા. સઢના વહાણોમાં ત્રણથી છ મહિના સુધી દરિઓ દોહવીને દુરદરાજનાં બારાંઓમાં જનાર પહેલા સર જમશેદજી જીજીભાઇની અને બીજા બાહદુર જરથોસ્તી બેરાદરોની પ્રથમ સ્થિતિ કેવી હતી? ગરીબી અને કંગાલ્યતમાંથી પોતાને અને પોતાના વહાલા ખેશીઓને બચાવવાના ભલા વિચારથી ગુલામી ખતો ઉપર સહી કરીને તેઓ ત્યાં આગળ ઉપડી ગયા હતા. તે નામચિન નરો ત્યાંથી મોટી દોલત પેદા કરી લાવી પોતાના હમવતનમાં બોહળી સાર્વજનીક સખાવતો કરીને પોતાની કીર્તિ કાયમ રાખી ગયા. લખેશ્રી બાપના કેટલા બેટાઓ એવા બિકટ સાહસમાં આજે જીપલાવે છે? તેથી ઉળટું બાપદાદાઓની આઇતી દોલત ઉડાવવા યુરોપના ઉજળા મુલકોમાં તનદરોસ્તી સુધારવાને બાહણે મોટા ખર્ચે તેઓ

ઉતરી પડે છે. કોમનું દળદર ફિટાડતા તો ડોસા થયા, પણ પોતાની કોમની નારીઓને વાપર વખાતી નાખી ગોરી પરદેશી સ્રીઓને પરણી લાવી ટોળામાં ફિટનો જગાડે છે; અને ઉમરે પ્હોંચી પેલી જોડાનમાં તેમના ચાલતા થવા સાથ ઓલી મેમસાબો અપોતાં છોકરાં જોડે પારસી પૈસો પોતાને વતન ઘસડી જાય છે. આ ઉપરથી પુરવારી મળે છે કે કોમને દિપાવવા, અને મુશ્કેલ માર્ગમાંથી તેને તેરવી લાવવા, ગરીબાઇ કેવી કિમતી મદદ કરે છે. જ્યારે બાપદાદાના પૈસા ઉપર ભોગવાતી તવંગરીથી એક કોમને કેટલું મોટું નુકસાન થાય છે. આપણી આબાદીનો આફતાબ ગરીબાઇના ગારમાંથીજ દેખાવ દેવા માંડે છે. માટે ગરીબાઇને ખુશાલ જીગરે આવકાર આપીને આગળ વધવાની કોશેશ કરવી અવશ્ય છે. કર્મસંજોગે આગળ ન વધાય તો, આપણા કરતાં બીજાઓ કેટલા બધા કંગાળ છે તેનો ખ્યાલ કરીને મન મોકળું રાખી ઇશ્વરનો ઉપકાર માનજો કે તેણે આપણને એટલી અધમ હાલતમાં જન્મ આપ્યો નથી.

બસ ગરીબી ગુજાર તું ગમ ખાઇને,
દુઃખ ઉઠાવ તેનાં, કડવો દમ ખાઇને.
છે એમાંજી મોટાઇ ને મર્દાનગી,
ફર સુરખરૂ, મળે તે કમ ખાઇને.

*　　*　　*

## કરો તેવું ભરો:—

ફારસિ લેખ.

હરાં કે તોખ્મે બદી કેશતો ચશમે નીકી દાશત,
દેમાગે બીહુદેહ પોખ્તો ખ્યાલે બાતેલ બસ્ત.

(સાઅદી.)

જે કોઈ બદીનાં બીજ વાવીને નેકીનાં ફળ ખાવાની ઉમેદ ઉપર નજર રાખે, તે ધણી પોતાનાં ઠેકાણું વગરની અકકલથી બેહુદાં મગજને કરીને જૂઠો વિચાર બધે છે.

આ દુનિઆમાં જીંદગી ગુજારી ગયલા નામિચા પુરૂષોનો દાખલો લ્યો. તેઓનો ફેંજ કુદરતે કેવો કીધો તે સાંભળીને તે કિરતારની કમાલ્યતની સ્તુતી કરો. કસરેવજના સમજાવ્યાથી બેગુનાહ સ્યાવક્ષનું ખુન કરનાર તુરાની પાદશાહ અફ્રાસિયાબ ગમે એવો જોરેમંદ અને કાવત્રાંબાજ હોવા છતાં કેખુશરોના હાથ ઉપર કેવો ઝિખાયો તે લક્ષમાં લઇ કરણીનું ફળ કુદરત કેવી રીતે આપે છે તે સમજો. નામિચા નોશેરવાન અદલના બાપ કોબાદ અને તેની રૈયતનું યકિન ફેરવી નાખનાર મઝદકનો દ્રષ્ટાંટ લ્યો. તેણે પોતાની બુરી ધારણામાં ફાવવાને માટે અનેક કોશેશો કીધી, પાદશાહ વઝિરનું યકિન ફેરવવા શકિતવાન થયો, પણ આ તેનું જરથોસ્તી દિનથી ઉળટી દિન સમજાવવાનું કામ, કુદરતના કાયદાથી વેગળું હોવાથી, નોશેરવાનના હાથ ઉપર તેની દશા શી થઇ? એજ કે નોશેરવાને તેને ઉંધે મસ્તક મોટી નામોશી સાથે શુળી (Gallows) ઉપર ચઢાવી તેનો અંત આણ્યો. છેલ્લા સાસાની પાદશાહ યઝદગર્દને દગાથી ફસાવનાર અને તેનું ખુન રેડાવનાર સુરી નામના તેના નિમકહરામ સરદારનો ફેંજ કેવો થયો? તે યઝદગર્દનાં તખ્ત ઉપર બેઠો ખરો, પણ થોડા વખ્તમાંજ તે પછડાયો. સમરકંદના હાકમ નામે બેજને તેને હરાવ્યો તથા તેને કતલ કરી ખાકમાં નાખ્યો. એનું નામ તે ઇશ્વરનો અચુક ઇન્સાફ!!

છે તવારીખમાં વાત—આ એટલી મશહુર,
હતો બીરબલ બાહોશ ને અકકલે પુર;
હતો તે અકબરના જમણા હાથ સમ,
ચતુરાઈમાં પુરો—નહી અકકલમાં કમ.
હતો શાહનો તે માનીતો—વજીર નામવર,
કારભાર કુળ રાજ્યનો—હતો તેને કર;
હતો કારભારી કરવઇયો અને અદલ,
પામ્યા ઇનસાફનુ સઘળાઓ સરખુંજ ફલ.
રાખતો મુસ્લીમ કે હીંદુપર સરખી નજર,
ને ચોખ્ખા બસ ન્યાયની રાખતો ફકર;
ભલ ભલાના હોય છે આ જગમાં દુશમન,
કેમ બીરબલને નડે નહી કહોની અડચણ ?
મોહમેદન દરબારીઓ રહેલાજ બળી,
અદેખાઇના અંગારમાં જતાજ જલી;
હતો મોહમેદન શહેનશાહનો તે હીંદુ વજીર,
જેથી અદેખા દરબારીઓ—કરતા તદબીર.
ને શોધતા તે સઘળા—કંઇ અકસીર ઇલાજ,
બીરબલનો દબ્બો આઇ ઉરાડવા કાજ;
શોધતા તે દરબારી—ને કરતા ઉપાય,
કે દરબારથી બીરબલનો પગજ કહડાય.
પણ ખવાડતો બીરબલ તે સઘળાને થાપ,
ભલી ભલી તદબીરોને આપતો ઉળથાપ;

ફરી એક સઘળાએ—કીધી કોશેશ,
બીરબલને દરબારથી કહાડવા હમેશ.
હતો માનીતો અકબરશાહનો હજામ,
મુસ્લીમ તે જાતે—ને નામે ઇમામ;
જણાવ્યો દરબારીઓએ તેને ભરમ,
ને આપવા કરી નાણાંની મોટી રકમ.
અઝીઝ ! પૈસો આ જગમાં શું કરતો નથી ?
આંખ સામે પરદો શું ધરતો નથી;
છે પૈસાના સઘળા—આ જગમાં ખેલ,
છે પૈસાના પગરાતપર સઘળાનો ગેલ.
તો નાચીઝ નબળો તે ઇમામ હજામ,
કાં બને નહી પૈસાનાં જોરથી બેફામ ?
પૈસાની લાલચપર લોભાઇને યાર,
થયો સમજાવવા અકબરને-ઇમામ તૈયાર.
ને એક વખત સહવારના હજામતને વેલં,
કીધા ભાઇ ઇમામે—ચતુરાઇના ખેલ;
કસરેવજ કરતુકી—ચલાવી કળ,
વાપડયું ખુદ તણી બુદ્ધિનું બળ.
ને બોલ્યો તે ઇમામ "ઓ માનવંત હજુર,
વાત એક મારા છે વીચારથી દુર;
છું ખીદમતમાં તારી હું જુનો હજામ,
પણ એકજ એક વાતથી હું બન્યો છું બેફામ.

થયા તુંજ વડીલો આ જગથી ફુલગુજાર,
તેને મુદત એક લાંબી થઇ છે પસાર;
ગુજર પામ્યા તારા—તે માનવંત પીદર,
હુંજ વફાદાર હજામ—હતો નોકર.
હતા તબયત ને શરીરે નાજુક બીલકુલ,
ગોયા ખીલ્યું હોય નરમ એક ગુલાબનું ફુલ;
સુતા છે તેઓ મુદતથી—ધરી કબર,
પણ મળી નથી નામવર-કંઇ તેમની ખબર,
વારસ છે તેમનો—તું શહેનશાહ નામદાર,
ફરજે બંધાયલો—છે તું સજાવાર;
ને તારા આ માથે છે એટલી ફરજ,
તો અદા કર તારૂં ફરજનું કરજ.
ને મંગાવ તે વડીલોની જબરી ખબર,
કે ભાંગે આ દીલ તણી કંઇબી ફકર!"
ઇમામ તે હજામની આ સુણી ગરબર,
હસી પડયો શહેનશાહ નામવર અકબર.
"શું ગાંડો તું થયો છે—બોલ ઓ ઇમામ,
કે કહાડે છે તુંજ મુખથી તું એવા કલામ!
શું જુઠી આ જગમાં બન્યું છે કદી,
લાવી સમાચાર મુવાંના—કહે કો વડી!
ગયા સ્વર્ગમાં જે લોકો છોડીને જેહાંન,
મેળવી કેમ શકયે—ક્યાં તેઓનું બ્યાન!

મુવા બાદ તેઓએ જગાને છોડી,
મોહબત ને લાલચ આ જગની તોડી.
છે હસવાની વાત ને બીકટ એ ચીજ,
બાકી આ આદમ—કેમ કરે તજવીજ?
સ્વર્ગમાં કેમ મોકળું હું હલકારો એક?
ને મંગાઉં કેમ વડીલોની ખબર દરેક."
તુરત—જોડી ખુદ કર ત્યાં બોલ્યો ઇમામ,
"ખરૂં છે ઓ નામવર—તુંજ કહેવું તમામ;
પણ બીરબલ સમ બાહોશ જો ચાહે અગર,
તો ઉતારે પાર કંઇ અડચણ વગર.
બીરબલ સમ દાનાવ જો કરે તે તદબીર,
તો મુશકીલ કામમાં બને ન ધીર;
બીરબલ સમ દાનાવ જો ડહાપણ કરે,
તો મુશકીલ આ કામમાં ન અડચણ નરે.
હા! ઘોલાય છે મારાંબી મનમાં ઉપાય,
જેથી ખચીતજ બીરબલ તે સ્વર્ગમાં જાય;
તો લાજીમ છે નામવર કે તું ધરે ઉલટ,
ને બીરબલને જવામાં કરે મદદ.
જો ચહડાવે ચંદનની ચોખ્ખી એક ચેહ,
છે સ્વર્ગમાં જવાનો માર્ગજ એક એ;
જો બેસાડે બીરબલને ચેહની ઉપર,
તો પુગી જાય સીધ્ધો એ સ્વર્ગ અંદર.

એક વખત સ્વર્ગમાં—પુગ્યો જો એ,
ને ચેહના ધુમાડામાં ગયો જો એ;
તો એના જેવો "એક અચ્છો ચતુર,
વડીલોની ખબર લઇ આવે જરૂર!"
અઝીઝ! મોટાઓને સાંભળવા હોય છે બે કાન,
પણ સમજવા સઘળું–નથી ધરાવતા શાન;
તેમ ઇમામ તે હજામના સઘળા કલામ,
ઉતરી ગયા અકબરનાં ધ્યાનમાં તમામ.
આવ્યો જેવો બીરબલ તેવો કીધો હુકમ,
"વડીલોની ખબર—લઇ આવે એકદમ;
ચંદનની ચેહ સાથ—ચહડી બસ જાય,
ને વડીલોની હાલતથી વાકેફ બસ થાય.
ને જોઇ આવે તેઓનો છે શું ત્યાં હાલ.
જોઇતું કરતું હોય તો જાણે હેવાલ;"
સુની શાહ અકબરના સઘળા કલામ,
સમજી ગયો બીરબલ તે બાહોશ તમામ.
વીરોધીઓનાં સમજી ગયો મકકર ને ફેલ,
ને પામી ગયો દુશમનોના સઘળા એ ખેલ;
જોઇ લીધી ફરેબની બીછાયલી જાલ,
દુશમનોની પીછાણી લીધી જંજાલ.
કરી લીધો તુરતજ તેણે વીચાર,
કે દુખી તો ખરો—કે ભર્‌ઇ અચર;

ને દુશમનપર મારો લઉં હું દાવ,
ને શતરૂને આપું હું સીધ્ધો સરપાવ.
પછી અકબરની જનાબમાં ખોલી જબાન,
બીરબલે બાખુશી—કીધું ખુદ બયાન;
"જો વડીલોની લાગી છે તને ફ્રકર,
તો ખચ્ચીતજ લઈ આઉં હું તેમની ખબર.
ને બળતી તે ચેહ સાથ ઉપર હું જાઉં,
ને માનવંત તે વડીલોની ખબરને લાઉં;
પણ એકજ એક વાતનો લાગે છે ગમ,
છે સુચના આ સંગીન ને અતી ધરખમ.
હું પણ કરતે નહી એવો વીચાર,
ને શોધી ન શકતે હું સ્વર્ગનું દ્વાર;
છે સુચના આ સરસ ને સારી તમામ,
તે સુચવનાર શખશને આપું ઇનામ.
માટે નામ જો કહે તું મને અગર,
તો દશ હજાર આપું હું હરકત વગર."
ગરીબ બાપડો શાહ!—તે ગયો ફસી,
વાત તેનાં મનમાં નહી તે વસી.
ને તુરતજ નામવરે ખોલી જબાન,
હજામ ઇમામનું કીધું કુળ બયાન;
બસ બીરબલનેબી એટલુંજ—જોઇતું હતું,
જાણવા—કોણ દુશમનનું—કર્તુક હતું.

બાદ બીરબલે કાઢયા ખુદ મુખથી ઉદગાર,
"સુન અય શાહ—અકબર નામદાર;
ચહડી જોઉં સતાવર-હું બચીત ઉરપુર,
પણ મંત્રના બળનીબી છે બહુ જરૂર.
ખરચ માટે જોઈશે રૂપ્યા લાખ ચાર,
ને જતાં મને લાગશે એક મહીનાનો વાર."
કીધું ભાઈ સઘળું—આ શાહે કબુલ,
કારણ—વડીલની ખબરમાંજ હતો મશગુલ.
હવે બીરબલપર નાખ્યે હયાં આપણી નજર,
કે કીધી શું ખુદ માટે તેણે ફકર;
ગયો તે મસાનકાંઠે તુરતા તુરત,
ને પોતીકા બચાવ કાજ કીધી હિમત.
ખુદ પસંદગીની એક જગા ઉપર,
ખોદાવ્યું એક ભોંયરું-ત્યાં જમીન અંદર;
ખુદ પસંદગીના વીશ્વાસુ માણસો લઇ,
ખોદાવ્યું ઘર તલક ભોંયરું એક બઇ.
ખુદ બંદોબસ્તી સઘળી એમ કરી તૈયાર,
ગયો એક દીન બીરબલ શાહી દરબાર;
"કીધું છે ઓ નામવર—મેં મંત્રનું જપ,
આંઠ માસનો બાંધ્યો છે—મંત્રનો તપ.
કીધું છે કામ પાકું મેં સઘળું નામદાર,
છું સ્વર્ગમાં જવાને—હવે તૈયાર."

બીરબલની વાત આ સર્વે સમજી,
બન્યા ભાઇ દુશમનો સઘળા રાજી.
કે હમેશાં આ બ્રાહમણો જાય છે બચી,
પણ આજે તો એ માટે ચિતાજ રચી;
ને આજે તો કાઢયો બસ સમુલો ઘાણ,
ને બંધ કીધી સદાની હવે ખેંચતાણ!
પછી સારૂં જેવું એક દીન મુહરત જોઇ,
ગયા મસાનકાઠે બીરબલને-સઘળાઓ લઇ;
ખુદ જગ્યાની બાજુએ ફેરા ફરી,
બીરબલે આકાશ ગમ દ્રસ્ટી કરી.
પછી બેસી ગયો તે જગ્યે ભોંયરાં ઉપર,
બાદ ચિતા એક રચાઇ ત્યાં બીરબલ ઉપર;
મણોથી સુખડનો કીધો ભાઇ ઢગ,
ન આજુબાજુ રાખ્યો જરાબી વગ.
રંગમાંજ ખુબ હતો તે ઇમામ હજામ,
ને પાકું બસ કીધું—તેણે તો કામ;
અહીંતહીં દોડી—ખુબ કરતો ધામધુમ,
"અહીં આવ-કયાં ગયો ?"-પાડતો તે બુમ.
ને ચિતાના કામમાં ખુબ લેતો ઉલટ,
આપતો તે ખુદનેજ - સઘળી અગત.
જ્યાર ચંદને બીરબલને ઢાંકી દીધો,
થઇ જમીન વાટે વજીરે ઘરનો રસ્તો લીધો.

બાદ ચિતાને રચીને ફુંકી દીધી,
બીરબલની કાસલજ ઝુંકી દીધી.
હવે બીરબલે લીધો છુપો એક વેશ,
ને છોડી ગયો રાતોરાત—તુરતજ દેશ.
ભાઇ—મુસલમાન દરબારીઓ થયા ખુશાલ,
કે વડીલો સઘળાનો મળશે હેવાલ !
અકબરે ઇમામને આપ્યો સરપાવ,
કે સ્વર્ગમાં જવાનો બતાવ્યો દાવ.
થયા ભાઇ દરબારી સઘળા ખુશખુશ,
કે નીકળી ગઇ બીરબલની સદાની મુશ;
તે સઘળાએ તુરતજ સાથે મળી,
રકમ એક મોટી ભાઇ એકઠી કરી.
હજામને આપ્યું એક મોટું ઇનામ,
કે જેણે કીધું માહભારત આ કામ.
વખત જતાં લાગતો નથી કંઇબી વાર,
તેમ એ બાબદનેબી છ મહીના થયા પસાર;
ચમકતી વીજળી—ને હતું તુફાન,
ગાજવીજ સઘળે ને કાળું કીસ્યાન.
વરસતો હતો પુર જોરથી ત્યાં મેઘ,
હતો પવનના ઝપાટાનો જબરો ત્યાં વેગ;
નાંખી પીળું એક વસ્ત્ર ખુદ અંગની ઉપર,
પ્રવેશ કીધો બીરબલે શહેરની અંદર.

રતુ જેગ હતી ત્યાં થયલી ઘમઘોર,
તેમ વરસાદ ને તુફાનનું હતું ખુબ જોર;
હતું બીરબલનું દેખાતું વીકાળ ખુબ રૂપ,
ગોયા દોજખથી આવ્યો રાક્ષસ તે કુપ.
હતા લાંબા લચ વધેલા માથાંના બાલ,
હતી દાહડીના ખુપરાની—જબરી કમાલ;
હાથ ને પગનાબી વધ્યાંલા નખ,
છાંટી હતી ખુદ આંગ ઉપર રખ.
વીકાળ ખુદનો એવો બનાવી વેશ,
બીરબલે દરબારમાં કીધો પ્રવેશ;
ને નામવર તે શહેનશાહને કરી નમન,
જણાવ્યું સ્વર્ગથી થયલું આગમન.
ખુશી થયો અકબર તો બીરબલને જોઈ,
જ્યાર દુશમનો સઘળાએ શુદ્ધી ખુદ ખોહી;
બેશુદ્ધ થયો તે ઇમામ હજામ,
શુદ્ધી ખુદ ખોહીને બન્યો બેફામ,
કલેજું ધ્રુજ્યું ત્યાં તેનું ઠરઠર,
ને ચેતી ગયો યમરાજે પકડેલો કર;
જોઈ લીધો તેણે કબસ ખુદ હાલ,
ને પીછાણી લીધી તે આવતી જંજાલ.
બસ થયો તે દીલથી અજબ અજબ,
કે કીધો આ બીરબલે કેવો ગજબ.

બળેલો ચીતા સાથે—જીવનો થયો!
ને આકાશથી ઉતરીને બોલતો થયો!
પુછી ત્યાં બીરબલને શાહે ખબર,
કે જણાવે સઘળું—અચકાયા વગર;
બોલ્યો બીરબલ "સાંભળ ઓ શાહ,
મરજી વીરૂધ ધરી છે આ દુન્યાની રાહ.
મેઘરાજની વૃષ્ટિની ધરીને ધાર,
ઉતરી હું આવ્યો છું દુન્યાને દ્વાર;
બહેશત તણા બાગનું શું આપું વર્ણન,
છે તારીફ કરવી ત્યાંની બીલકુલ કઠણ!
શું પરીયાંનો ચાલી ત્યાં રહ્યો છે સરોદ,
રમત ને ગમત ને હાસ્ય વીનોદ;
જ્યાર જોઇએ ત્યાર કર્યું મેં અમૃતનું પાન,
ભલાં હયાંનાં ભોજનને તુચ્છ તું જાણ!
છે વડીલો તારા ત્યાં સઘળા ખુશાલ,
ને બધાનો સરખો સુખ્યો છે હાલ;
કરે છે વડીલો ત્યાં તારા અમન,
મારે છે મજા ત્યાં ફિરદોસ ચમન.
બધા રીતનું મળે છે ત્યાં તેઓને સુખ,
પણ એકજ એક વાતનું પડે છે દુઃખ;

બધી વાતે તેઓને છે ત્યાં આરામ,
પણ શોધ્યો નહિ જડતો ત્યાં એકબી હજામ.
હા! હાર્જર છે ત્યાં આપણા ઇમામનો બાપ,
વરસ છ મહીને મુકે છે તે કાપ.
છે ઇમામના બાપનો તેઓને સાથ;
પણ હજામતમાં ભારી-તેનો છે હાથ.
હવે વડીલો સઘળા તુંજ હતા નાજુક,
જેથી ભારી તે હાથોથી લાગે છે દુઃખ;
બોહસ કરી મોકલ્યો તેઓએ મને,
કે ફર્યાદ આ લઇ આઉં તારી કને.
હા મળે છે તેમણે ત્યાં સઘળો આરામ,
પણ જોઇએ છે તેમણે એક સારો હજામ;
હવે વડીલ તુંજ દુન્યામાં કરતા વસવાત,
ત્યાર ઇમામજ હજામત કરતો દીન રાત.
હતો ઇમામનો હાથ ખુબ તેમણે પસંદ,
હતા ઇમામના કામથી સદા મગન;
હતી ઇમામપર તેઓની મીઠી નજર,
ને ઇમામનાં કામની કરતા કદર.
માટે મોકલ્યું છે તેઓએ મુજ પાસે કહેણુ,
કે જઇને કહે અકબરને અમારાં વેણુ;
કે કરે એ બાબદનો તુરત ઇલાજ,
ને મોકલી દે ઇમામને હજામત કાજ.

પડી છે હજામ વીન તેમણે અટક,
સઘળાનાં સુખમાં છે આ એકજ ખતક;
છે બધી વાતે વડીલો તારા ખુશાલ,
પણ એકજ આ વાતમાં દુઃખી છે હાલ.
જો મારો તું દેખાવ—નજરો નજર,
ને પછીજ ખા કંઇબી વડીલ કદર,
જો વધ્યા છે કેમ મુજના—માથાના બાલ,
ને દાહડી ને નખનોબી જોઇ લે તું હાલ.
છે સેવટે નામવર—મુંજ એટલીજ અરજ,
કે ખચ્ચીતજ હજામની છે ત્યાં ગરજ.
કીધો છે માસ આંઠ માટે—મંત્રનો જપ,
હજી બે માસ ચાલશે મારો તે તપ.
હવે કરવું જે રહયું છે અત્રે તને,
તે સળગાવવી મસાનમાં ચેહને અને,
સામાન સાથ બેસાડવો અંદર ઇમામ,
થશે વડીલોની માંગણી પુરી તમામ.
તો અપાવી ઇમામને સામાન નવો,
ખચ્ચીતજ મસાનમાં લઇને જવો;
ને મોકળવો બસ ઉપર—ચેહની તે સાથ,
વડીલોના આશીશ કરવા બસ હાથ."
સાંભળી આ સઘળું બીરબલનું બયાન,
ચાલી રહી ઘુસઘુસ દરબાર દરમ્યાન;

બન્યાં બીરબલનાં દુશ્મનોનાં મોહડાં જરદ,
પામી ગયા બીરબલની હીકમત તરત.
પણ પામી નહી શકયા એ ભેદ ને ભરમ,
કે થંડો થયલો બીરબલ—કેમ બન્યો ગરમ!
તુરતજ શાહે ઇમામને કીધો હુકમ,
કે લઇ આવે સામન—નવો એકદમ.
ને જાય બસ તુરતજ વડીલો પાસ,
કે પુરી થાય મરનાર—વડીલોની આસ;
અઝીઝ! કાહણી આ થઇ છે મારી ખતમ,
ફુંકી મુંકયો ઇમામને—તુરત એકદમ.
છે આપરથી શીખવાના—તારે બે બોલ.
ને ઇમામની વાતનું કરવું કંઇ તોલ;
હરગેજ થઈ કરવી નહી—કોઇની ગીબત,
ન કદી નીચ જણોની કરવી સોબત.
ન બીલકુલ કોઇનાં બુરાંનો કરવો વીચાર,
ન પારકાંની પીડાનો—ઉઠાવવો અપજાર;
ને રાખજો બસ હૈયાંમાં એટલો વગો,
કે "દગો નથી થતો—આ જગમાં સગો."

(R. R. D.)

*　　*　　*

બખીલ બાદશાહ:–

> ધન પાયા, ખાયા નાહિ, દિયાભી કછુ નાહિ;
> સો વાગુરી હોઇ જસા, ઢુંઢત હૈ ધન માહિ.

ધન મળ્યું પણ જેણે ખાધું નહિ, તેમજ કોઇને દાન કર્યું નહિ, તે મુવા પછી સાપ બનીને ધનનો રખેવાળ થઇ ફરે છે.

ચઢતીપડતીના નિયમ પ્રમાણે કોઈ ગુણવંત માણુસ ઉપર આફતનો વર્ષાદ વરસ્યો, અને તેથી પોતાનો નિર્વાહ કરવા તથા પોતાની સ્થિતિ સુધારવા તેને પરદેશ જવું પડયું. પરદેશમાં જઈ પોતે કયે સ્થળે સહિસલામત નિભી શકશે એવી જગાની તે શોધ કરવા લાગ્યો જેનાં પરિણામમાં અમુક ભાગના રાજાની તેને ભલામણ કરવામાં આવી. આથી તે રાજા આગળ આવ્યો. શેર બાજરી માટે તેણે કાળાવાળા કર્યા ત્યારે પેલા મખીચુસ રાજાએ પોતાની તોફો ઉદાર વૃત્તિથી ગુણવાનને કહ્યું—

> રહો અમારા નગ્રમાં, બિના હુકમ મત જાવ;
> કરો અમારી ચાકરી, ભિખ માગકે ખાવ.

તમે જ્યારે ઘણી આજીજી કરો છો ત્યારે તમારા પ્રત્યે મને દયા છુટે છે, અને તેથીજ હું તમને એવી શર્તે આશરો આપી નોકર રાખું છું કે તમારે તમારી જીંદગી સૂધી અમારા શહેરમાં રહેવું, પણ અમારી લેખિત પરવાનગી સિવાય તમારે કોઇ દિવસ અમારૂં શહેર છોડવું નહિ. તેમ તમારે હમેશાં અમારા હુકમમાં રહિ અમારી નોકરી કરવી, અને તેના બદલામાં અમે તમને ખુશી થઇને

નવાજીયે છિયે કે તમારે અમારાં શહેરમાં ભિખ માગી ગુજારો કરવો. કેવો ઉદ્દાર દિલગુરડો! એવા ઇસમોને શેખ સા શિખામણ છે કે—

## બેત.

બોરંદ અજ જેહાંન બા ખુદ આસહાબે રાઇ,
ફરમાએ માનદ બહસરત બજાઇ.
ઝર વ નેઅમત અકનુન બેદેહ–કાને તોસ્ત,
કે બાદ અજ તો બીરૂન જ ફરમાને તોસ્ત.
બ દુનિયા તવાની કે અકબી ખરી,
બખર જાને મન, વરનેહ હસરત ખુરી.

જે કોઈ અકકલવાંળો આસામી હોય છે તે આ જેહાં પોતાની સાથે બક્ષેશ કરીને તોશો લઇ જાય છે, અને રજાલો છે તે દોલત મૂકી જાય છે ને તે જેહાંનમાં જઇ પસ્તાવો ખ પૈસા અને ન્યામત હમણા ત્હારે સ્વાધિન છે તેટલાં તું બ કાંકે ત્હારા પછી તે ત્હારા હુકમની બાહેર છે. (મુવા પછી ત્હારા હુકમમાં રહેવાનું નથી.) દુનિયામાં રહિ આકેબન ખર્ચ શકાય છે, ત્યારે ઓ મારા જીવડા તું ખરીદ કરી લે, ન પસેમાન થશે.

જો ચાહુજ છે દુનિઆમાં જીવની ફકર,
તો ખાઇપી ખવાડીને ખુશ રાખ જીગર.

* * *

પાજી પુરૂષઃ—

ઔષધ છે સૌ રોગના, ઉપાય સૌના હોય;
સ્વભાવનું ઔષધ કશું, કરી શકે ન કોય.

એમ છે! આકાશ અને ધર્તિ એક કરાવી નાખો, દુનિઆ તળે ઉપર કરો, પણ જેનો જેવો સ્વભાવ હશે તે કદી બાર અવતારેણી બદલનાર નથી! કાગડાને ગમે એટલોં સ્નાન આપી શણગારો તોએ તે કાળોજ રહિ 'કા–કા' કરવાનો! સીધીબાઇને સો મણ સાબુ ચોળી અંગોળ કરાવો તોએ તે આલઓલાદે સીધી રહેવાનો! તેજ મિસાલે એક માનવીનો સ્વભાવ અને ખાસિયત મુવા વિના જનાર નથીજ! આપણા વચ્ચે જે કહેતી ચાલતી આવી છે કે, "પડી આદત કેમ જાયરે ભાઇયા, કાખમે માર્યા ખાટકે દો પઇયા" તે બેશક એક આદમીના એવા ગુણદોષને આભારી થઇને પડેલી હોવી જોઇએ. લેકિન તેનો કોઇ અંદેશો કરતું નથી એ અફસોસની વાત છે. છતાં તે માટે અફસોસ કરવોબી મિથ્યા છે. કોલસાને ધોઇ કોઈ કદીબી હિરો બનાવી શક્યું છે? તો પછી હે માનવી, તું એવા એક તુંદ સ્વભાવના શખ્સને સુધરતો જોવાની શીદને આશા રાખે છે? તેમના નામપર સદાનો પરદો પાડેલો બહેતર છે. એકવાર અકબર બાદશાહે કવિ ગંગને પુછ્યું કે, બધા રોગના ઔષધ છે, પણ એવા કોઇ રોગ છે કે જેની દવા ન હોય? ત્યારે ગંગ બોલ્યો—

સવૈયા.

પાવકકું જળ બુદ્ધ નિવારણ, સુરજ તાપકું છત્ર કિયો હય;
વ્યાધિકું બૈદ, તુરંગકો ચાબુક, ચોપગકું બ્રખદંડ દિયો હય;

હસ્તી મહામદકું અંકુશ હય, ભૂત પિશાચકો મંત્ર કિયે। હય;
ઔખદ હય એ સબકો સુખકારક, સ્વભાવકો ઔખદ ન કિયે। હય.

આગને બુઝાવવા પાણી પેદા કર્યું છે, સુર્યના તાપથી રક્ષણ મેળવવાને માટે છત્રી બનાવવામાં આવી છે. દર્દિનું દુઃખ મટાડવા તબીબ તૈયાર છે, તેજી ઘોડાને ઠેકાણે લાવવા માટે ચાબુક હાજર છે. ચોપગાં જાનવરોને ઝાડની લાકડીના સ્વાદનો ભય છે, મસ્ત હાથી માટે અંકુસ (Goad) હાજર છે. ભૂતમામાને નહસાડવા માટે મંત્ર કામ લાગે છે. એ સર્વના અકસિર ઔષધ (ઇલાજ) છે, પણ સ્વભાવને સુધારવાનું કિમ્યું કોઇને હજી હાથ લાગું નથી.

તેનું કારણ ડોકટર જોન્સન એ આપે છે કે—

Sweetness of temper is not an acquired, but a natural excellence; and, therefore, to recommend it to those who have it not, may be deemed rather an insult than an advice.

સુંદર મધુર સ્વભાવ ઇચ્છાનુસાર મેળવી શકાતો નથી. એ એક કુદરતીજ ભુષણ છે; અને, એટલા માટે, જેઓ એ બેમુળ બક્ષેશથી બાકાત હોય તેઓ આગળ તેની સિફારસમાં ઉતરવું એ શિખામણને બદલે લગરીક અપમાન કરવા સમાન થઇ પડે.

* * *

## આત્માનું અમ્મરપણું—

આપણા અમ્મર તત્વ ફરોહરે આ ખાકી હાડમંડ શરીર સંપુર્ણતા મેળવવા માટે ધારણ કીધું છે, જે વડે ખાકી દુનિઆનો

અનુભવ તે લે છે. બાકી દુનિઆમા પોતાની વૃધ્ધિને લગતું ચોકકસ કામ કરી રહ્યા પછી તે શરીર તેને નાલાયક થઈ પડતું હોવાથી તે તેનો કબ્જો છોડી દે છે, અને પોતાની વૃધ્ધિ આગળ વધારવા કુદ-રતના ચોકકસ નિયમો પ્રમાણે બીજી વધુ લાયક હાલતમાં જવા સારૂ તૈયારી કરે છે, તે ક્રિયાને આપણે મોત અથવા મરણ કહિયે છિયે. એવી વેળા એક માણસ પોતાની ખતમ થતી જીંદગીનો છન્તેખાબ લઇ તેમાંથી પોતાની વૃધ્ધિને માટે કેટલોક બોધ લે છે. તે વખ્તે તેની આસપાસ શાંતિ પાંથરી તેના કામમાં મદદ કરવી જોઇએ છે. લેખક શેલીએ પણ કીટસનાં મરણ વેળાએ પોતાના વિચારો જાહેર કરતાં કહ્યું હતું કે—

Peace, peace! he is not dead, he doth not sleep!
haHe th awakened from the dream of life.
'Tis we who, lost in stormy visions, keep
With phantoms an unprofitable strife.
He has outsoared the shadow of our night
He lives, he wakes-'tis death is dead, not he.

શાંતિ, શાંતિ! જે આપણી વચ્ચેથી પસાર થાય છે તે મરણ પામ્યો નથી, તેમ તે વળી ઉંઘાઇ પણ ગયો નથી! તે તો જીંદગીના સ્વપ્નામાંથી જાગૃત થયો છે. એ તો આપણેજ તુફાની ખ્યાલોમાં વંટોલ્યાની માફક વિંટળાયલા, ખાલી વમજો સાથે નકામી લડાઈ ચલાવ્યે છિયે. તે મરણ પામેલો માણસ તો અંધકારના છાયાથી

ઉંચે ઉડે છે. હા, તે જીવે છે, તે જાગે છે-તે મરણ પામ્યો નથી. પણ મોત મરણ પામ્યું છે.

આપણો આત્મા કાંઈ વસ્તુ નથી. તે અદેહિક હોવાથી તેનો છેડો દેહની સાથે થતો નથી તેથી અમ્મર છે. દર્દથી જોકે શરીર ખવાઇ જાય છે, પણ મન તો પોતાની અસલતા અને ઝડપ છેક છેલ્લી ઘડી સુધી જાળવી રાખે છે. જાણીતો ફ્રેંચ ફિલસુફ દએકાર્ટ "હું વિચારૂં છું તેથી હૈયાત છું" એવું જે સિદ્ધાંત રજુ કરતો હતો તે ઉપર લુઈ ફિગુએ નામનો એક બીજો ફ્રેંચ લખનાર સુધારો વધારો કરી કહે છે કે, "હું વિચારૂં છું માટે અમ્મર છું." આપણા હાથપગ વિચાર કરી શકતા નથી તેથી વિચાર કરનાર કોઇ અદેહિક આત્મા ધરાવ્યે છીએ જે એક સ્પષ્ટ સચ્ચાઇ છે.

(રાહ:—મન માયાના કરનારા રે, ઈ૦)

દિલને પુછી લે જરા ચતુરા રે,
મરણ જીવનનો ભેદ કયાં જણાયો!
નહિ સમજે અકકલના અધુરા રે,
કેમ કાયાનો અંત ત્યાં રચાયો!
મુર્ખ જુવો, બોલે 'તે મુવો,
નાશ થયો પુરેપુરો,'
બદન મરે પણ જીવ અમ્મર છે,
અનંત તે તો મચાયો—૦
શરિર અકેલું, ધુળનું બનેલું,
મિટી થશે ધુળ સંગે,

આત્મા નથી કાંઇ ધુળનો બનેલો,
સાબુત સદા તેનો પાયો—૦
ચાલ્યા ૠષિઓ, ચાલ્યા મુનિઓ,
ચાલ્યા મહાભારત માનવિઓ,
મહાત્મા ગયા પણ આત્મા રહ્યા છ્યાં,
ફોકટ થયા સહુ ઉપાયો—૦
મારે ઓ માનવ, મુએથી ના ડર,
મરતાં તજશે તું આ સૃષ્ટિ,
આત્મા તજે કેમ હામ જગતનું,
"ઇશ્વર" તે તો સદા ત્યાં સમાયે—૦

*　　　　*　　　　*

## ખાધરાપણાંની ખરાબી:—

In what thou eatest and drinkest, seek from thence.
Due nourishment, not gluttonous delight;
So mayest thou live, till, like ripe fruit thou drop
Into thy mother's lap; or be with ease
Gathered, not harshly plucked; for death mature.

(John Milton.)

તું જે કાંઈ ખાય પીએ તેમાં એટીની મજા નહિ, પણ ઘણું પુષ્ટિકારક તત્વ શોધ; કે જેથી કરી એક પાકકાં ફળ મિસાલ તારી (ધરિં) માતાના ખોળામાં પડે, અથવા તો અજલને માટે પાકટ થઈને સહેલાઈથી ઉતારી શકાય, અને નહિ કે જોર જુલમથી તોડી પડાય, એવી રીતે તું જીવી શકે.

જીભ્યા જીને વશ કિયો, તિને વશ કિયો જેહાન;
નહિતર અવગુણ ઉપજે, કહે સબ સંત સુજાન.

જે પોતાની જીભને કબજામાં રાખે, તે સારી સૃષ્ટિને તાબે કરી શકે; પણ જે તરેહવાર વાણીઓ ચગર્યા કરે, તે અનેક વ્યાધિઓનો ભોગ થઇ પડે, એવું સઘળા ડાહ્યા આદમીઓનું કહેવું છે.

પ્રખ્યાત ડૉ૦ યૉર્ક દેવિસ લખે છે કે—

There is far more harm done by taking too much food than there is by taking too little; and it is only in very exceptional cases that injury results from the latter cause. Whereas an enormous account of discomfort, disorder and disease, and even curtailment of life, arises from excessive eating.

ઓછું ખાવાથી નુકસાન થાય તે કરતાં જોઇએ તેથી વધુ ખાવાથી અતી હાની પ્હોંચે છે; કોઇજ ખાસ અપવાદ વેળા કમી ખોરાક લેવાથી શારીરિક વેદના થઇ હોય. જ્યારે બેહદ ખાધરા અન-

વાથી આપણને અસહ્ય બેચેની સાથે દુઃખ દર્દની ફર્યાદ કરવી પડે છે, અને આપણું આયુષ્ય ઘટી બાજે વખ્તે અકાળ મરણ નિપજે છે.

લોકોનો મોટો ભાગ ખાધેલા ખોરાકથી પેટમાં જ્યાં સૂધી એક જાતનો ભાર લાગે નહિ ત્યાં તુલિક ખાય તોજ બરાબર જોભર્યું એમ સમજે છે. તેમ ધારવું ગહુ ભુલભર્યું તથા તનદુરોસ્તીના બાબમાં નુકસાનકારક છે. એક સાધારણ ભોજનને જરપત કરવા માટે હોજરીને બરાબર પાંચ કલાક થાય છે. યાને તે ખોરાક જરપત થઇને હોજરીમાંથી બાહેર પડતાં તેટલો વખ્ત લાગે છે. તે પછીજ હોજરીને આશાયશ મળે છે. મગર એક માણસ દિવસમાં ત્રણ વાર મોટા જથામાં ખોરાક લે તો પછી એમ ઠર્યું કે, દિવસના ચોવીસ કલાકમાંના પંદર કલાક હોજરીએ કામ કરવું! આખા દિવસની મહેનત અને રંજ પછી ઠાકીને ઘરે આવતાં આપણાં શરીરને રાહત આપવા અર્થે તેને આપણે પલંગપર મેલ્યે છિયે; પણ બાપડી હોજરીને તે વેળાએબી કામ સોંપ્યે છિયે. એટલે કે શરીર જે વખ્તે ઉંઘમાં આરામ લેતું હોય તે વખ્તે હોજરીને તો અંદર નાખેલો ખોરાક બાહેર કાઢવાને મહેનત ઉઠાવવી પડે છે. યાદ રાખવું કે જેમ ઘણું વહિતરૂં કરવાથી કુદરતે નકકી કરેલી મુદત અગાઉ શરીર ઘસાઈ પિસાઇ જાય છે, તેમ હોજરીમાં પણ કામનો વધારે બોજો નાખતાં, તે જલદી નબળી અને નસોસ પડી જાય છે. વળી કેટલાકોને પોતાનાં નિયમસરના ખાણાં ઉપગંત વચ્ચે વચ્ચે મેવો ફળ યા બીજું જે હાથ આવ્યું તે ચગરવાની આદત હોય છે. તેમના બાબમાં બાપડી હોજરીનો પુરો મરો થાય છે! સવારથી સંધ્યાકાળ તેઓ

હોજરીને ચાલુ તકલિફ આપે છે. બિછાણે જતી વેળા પણ તેમના પેટમાં ખોરાક પડેલો હોવાથી, ત્યાર પછીએ ત્રણ ચાર કલાક હોજરીને કામ કરવું પડે છે. આ સંજોગોને લીધે આજે લોકોમાં બદહજમી (Dyspepsia)નો રોગ જે ભયભરેલાં પ્રમાણમાં ફેલાય છે તેથી અજાયબી ઉપજતી નથી. કુદરતની એક ઉમદા બક્ષેશ સાથે લાંબો વખ્ત સુધી ચેડાં કાઢયે તે કુદરત કેમે કરી સાંખે? બદીના રોગનાં બીજ દસ અને વિસ વર્ષની અંદર બાળકોમાં રોપાય છે. ગમે તેમ ખાખા કરનારાઓ પણ એટલીજ મુદતમાં બદહજમીના હુમલાનાં ભોગ થઇ પડે છે. સુખરૂપ જીંદગી ગુજારવા ખુદાએ ખોરાક આપ્યો છે. ગળાંની ગટરને ભારોભાર ભરવાથી નહિ મોતનું મોત આવે છે. મોત આવતું હોય તો સમજ્યા! મગર કેટલાક દાખલાઓમાં તો લાંબો ખાટલો ભોગવવો પડે છે. ભુલી જવું જોઇતું નથી કે, We eat to live, and not live to eat!

* * *

## કઈ કીર્તિ કિમતી?--

ઇન્સાનને ઘટે છે કે પોતાના બાપદાદાનાં મોટાં નામ ઉપર તથા તેમની દોલત ઉપર મગરૂર નહિ રહે; લેકિન હુન્નર ઉદ્યોગ સંપાદન કરી તે પોતાની નામના ફેલાવે. એક ફાર્સિ શાએરના શબ્દોમાં બોલતાં—

અજ અસલો નસલ મ બાશ મગરૂર.
કા હુરમત બસે જે મર્દુમી દુર.

તું પોતાની ઉંચી બુન્યાદી અથવા મોટાં ખાનદાન ઉપર ગરૂર ના રહે, કારણ એ વાત માણસપણાંથી ઘણી વેગળી છે.

તાજે શાહી તલબી, ગૌહરે ખુદ બેનુમા;
ગરચે ખુદ તોખમે જમશીદો ફરીદુન બાશી.

તું પાદશાહી તાજનો તલબગાર છે તો તારી પોતાની ખુબી દેખાડ; તું જમશેદ અને ફરેદુનની ઓલાદથી અગર ઉતરેલો હોય તેથી શું થયું?

એક વગડામાં ચોરામલો ને સાગ, બંને ઝાડો, એવાં પાસે ઉગેલાં હતાં કે એકમાં બીજાની ડાળી ભેળાય, અને બંનેને વધવામાં અડચણ નડે. બંને વચ્ચે તે માટે કંકાશ ચાલ્યા કરે. એક વેળા ઝગડો વધતાં ચોરામલાએ અંહકાર કરી સાગને કહ્યું, "અલ્યા સાગ, મારી આગળ તારી શી વિસાત? તું ગમે એવું મોટું હશે, પણ મારા જેવી જાડાઈ ને પુષ્ટતા તું મેળવી શકનાર નથી. મારા થડનો ગંજાવર ઘેરાવો એજ મારા હકની સાબેતી છે." સાગે હસીને આ વાત તુચ્છકારી નાખી ને કહ્યું, "ભરમાયલા ચોરામલા, તારા રૂષ્ટપુષ્ટ શરીરપર તું ફુલનજી થતો હોય તો તું ઠગાય છે. ઝાડનું મુલ્ય માત્ર તેનાં મોટાં કદપર નહિ, પણ તેનાં નકકરપણાં અને ગુણપર છે. તારૂં શરીર માટેલું છે ખરૂં, પણ તેતદન પોકળ અને તેટલા માટે નકામું છે. હું તારા જેટલું ભરાવદાર નહિ તોપણ સંગિન ને બળવાન છું, અને ઇમારતનાં કામમાં વપરાઇ દુનિઆમાં મેં નામના મેળવી છે, મેળવતું રહું છું, તેમજ મેળવતું રહીશ," માણસની યોગ્યતા તેનાં મોટા કદ, બુલંદ સાદ અને ભપકાદાર દેખાવમાં નથી. તેનાં શરીરનાં

બળ. મનની ચંચળતા, દિલની ઉદારતા, અને જીવની પવિત્રતાપર હોય છે. અનેકવાર પુષ્ટ શરીરવાળા માણુસો, પાતળા પણ શુરા માણુસોને હાથ પટકાઇ ગયા છે, અને શરીરે મજબુત માણુસો, નબળા પણ બુદ્ધિવાળા માણુસોને હાથ પરાજય પામ્યા છે. મોટાઇ બુદ્ધિવડે છે–નહિ કે મોટી વય વડે! શેઠાઇ દિલવડે છે–નહિ કે માલમતા વડે! મગરૂરી આપ કીર્તિવડે છે–નહિ કે બાપ કીર્તિવડે! બેવકુફ બુબખોજ પારકી કીર્તિપર કુદે!!

**શાંતરસ.**

બેટા મત કર અપના અપના, નામ ખુદાકા હરદમ જપના;
બંદે મત ઉલ્લુમે ખપના, પરકીર્તિ હય અપના સપના.

* * *

## ભુંડા સાથે ભલાઇ:–

**બેત.**

બદ બા ઉ ન કર્દ, હર કે બદ કર્દ;
ઉ બદ યકીન, બ જાએ ખુદ કર્દ.

તેની સાથે ભુંડાઇ મા કર, કે જે તારૂં ભુંડું કરે; કારણુ તે બદ યકિનનો જે બદ કામ કરે છે, તે પોતાનેજ વાસ્તે કરે છે.

જાણીતા વેપારી, મિલ માલેક, નાણાંશાસ્ત્રી, શાહ દલાલ, મોહતાજોના મુરબ્બી, દુ:ખીઓના દિલસોજ દોસ્ત, હાજતમંદોના હાતમ, અને સખાવતના શાહ, સર શાપુરજી બરજોરજી ભરૂચા તા૦ ૨૩–૬–૧૯૨૦ ને દિને મુંબઇમાં છોંતેર વર્ષની વયે હક થયા હતા. ન્યાતજાતના જરાએ અંતર વગર લગભગ સીતેર લાખ

રૂપ્યાની ગંજાવર સખાવત કરી ગયલા આ મહાન સખીદાતાર નર રત્ન સંબંધે છાપાઓમાં ઘણાં સ્તુત્ય વિવેચન થઈ ચુકયાં છે. આજે આપણે સર શાપુરજીની એક બીજી ભલાઇ યાદ કરીશું કે જે આપણા વિષયની હદમાં છે. સને ૧૮૯૩ નાં મુંબઇનાં હિંદુ–મેહોમેદન હુલડ દરમ્યાન એક જોરાવર બાંધાના મેહોમેદને તે વેળાના પોલિસ કમિશનર મી૦ વિનસેંટનાં માથાં ઉપર લોઢાંની ખોળી સાથનો એક સોટો ઉગામ્યો કે તેજ વખ્તે પોલિસ ઇનસ્પેકટર ગી૦ ગુડે અસાધારણ બાહદુરીથી સોટો પોતાના હાથપર ઝિલી લઇ, મી૦ વિનસેંટની જોખમમાં આવેલી જીંદગીનો કટોકટ ઘડીએ બચાવ કીધો. મજકુર મેહોમેદનને બે સાલનાં સખ્ત કેદખાનાની સજા થઇ હતી. થોડાં વર્ષ વિતવા બાદ શેર બજારના કેટલાક દલાલોને બજારની ગલીમાં ઉભા રહી ધંધો ચલાવી ગડબડ કરવા માટે પોલિસે પકડયા હતા. ભલા સર શાપુરજી દલાલોની મદદે તુરત દોડયા. ઉપર જણાવેલા મી૦ ગુડે સઘળી બિના પુરેપુરી સાંભળવા અગાઉ સર શાપુરજીને એક તમાચો ચોબી કાઢયો. સર શાપુરજીએ તેથી ડરી ન જતાં, કે પોતાનો મિજાજ ન ખોહતાં, તે તુમાખી ગોરાને કહ્યું કે તેવણ એક સુલેહના અમલદાર (Justice of the Peace) હોવાથી, દલાલો તરફથી વચ્ચે પડવાનો તેવણને દરેક હક છે. અવેજમાં મી૦ ગુડે તેવણને વધુ તમાચો તતરાબ્યો. વરઘોડો પોલિસ કમિશનર મી૦ વિનસેંટ આગળ ગયો. ઉપલા સબબસર જોકે તેવણ મી૦ ગુડના આભાર હેઠળ હતા તોએ તેવણે મી૦ ગુડને નોકરીપરથી કામચલાઉ દુર (Suspend) કીધો, અને તેની તપાસ ચલાવવાનો હુકમ આપ્યો.

મી૦ ગુડનાં હવે હાંજા ગગડવાથી બીજાઓને કાકલુદી કરવા લાગ્યો કે, સર શાપુરજીને કોઇગી રીતે સમજાવીને તેની મુસિબત ટાળવી. પોલિસ સુપ્રિનટેનડંટ મી૦ હેરી બ્રુઇન, સર શાપુરજીના અમીરી ખવાસથી પુરેપુરો વાકેફ હતો. તે સર શાપુરજી આગળ ગયો, અને મી૦ ગુડનાં ગરીબ કુટુંબ ઉપર દયા કરી તેનો એટલો ગુનાહ માફ કરવાની વિનંતી ગુજારી. સર શાપુરજીએ ઉદાર દિલે વિનંતી તુરત-માંજ કબુલ રાખવાથી, મી૦ ગુડ પાયમાલીએ પ્હોંચતો અટક્યો. સર શાપુરજીની જગ્યાએ કોઇ વેરસી ઇસમ હતે તો, તે પોતાનો કિનો વ્યાજ સિકકે જરૂરજ લેત! સર શાપુરજીનાં આ સુંદર કામની તે વેળાના દરેક યુરોપ્યનોએ જાબજા તારીફ કીધી હતી, અને ખાલેસ જરથોસ્તી જીગર માટે તેઓ માન સાથે ઉંચ મત ઉચારતા હતા. મી૦ ગુડ વટિક આખર કરેને એક અહેવાન નહિ પણ ઇન-સાન હોવાથી, ભુંડાઇનો બદલો એવી ઉત્તમ ભલાઇમાં મળેલો જોઇ પાછળથી બહુએ પસ્તાયો, અને સર શાપુરજીનો પુંજારી બન્યો. સારાંશ, એક બુરૂં કામ કરનાર શખ્સ સિતાબીથી સાબેતી આપે છે કે તેની બુરાઇથી કંગાલ્યત બર્પા થાય છે; જ્યારે એક રૂડો ઇસમ દેખાડી આપે છે કે તેની ભલાઇનું સેવટ સુખમાં આવે છે. (The evil doer speedily proves that his evil produces misery; the good man demonstrates that his goodness results in happiness.)

નેપલ્સ અને સીસીલિના રાજા ઍલ્ફોનઝોને એક દિને તેના દરબારીઓએ પુછ્યું. "સઉથી ખરાબમાં ખરાબ રાજદ્રોહી તરફ તમો શા માટે દયા બતાવો છો?" તેણે જવાબ દીધો, "સારાં માણસો

હમેશાં ઇન્સાફથી મિત્રતામાં ખેંચાય છે, અને ખરાબ માણુસો તેઓની તરફ બતાવેલી દયાની લાગણીથી!" પોતાના એજ ઉમદા ગુણ માટે એકવાર ફરીથી દરબારીઓને બબડતા જોતાં તે બોલ્યો, "શું, ત્યારે-તમો એમ કહો છો કે તમારી ઉપર રાજ કરવાને વાઘ અને સિંહ જોઇએ? તમો નથી જાણુતા કે ઘાટકીપણું જંગલી અહેવાનોનો ગુણ છે, અને દયા માણુસની ઉમદા ખાસિયત દેખાડે છે!"

દોહરો.

ક્ષમા વિષે સચાઇ છે, માનવીની મોટાઇ;
જેમ જુઓ શાકર વિષે, શુદ્ધ મિઠાશ સમાઇ.

* * *

## દેહ—એક કાચો કુંભ:—

ઘડી પળ કે પ્હોર, સાંજ સવાર કે વાહણું;
જે દિપક ઓળાય, ન આવે સાથે નાણું.
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટા જેમ, એક દિન નિશ્ચે મરશે.
સખી કોઇની રહેશે નહિ, દિવસ નક્કી નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂસો શો એહનો?

એક ઘડી એક પળ કે એક પ્હોર, સાંજે સવારે કે બામદાદમાં આ શારીરિક હાંડીમાં બળતી બતિ બુજાઇ જશે; અને ત્યારે ભેગુ કરેલું દ્રવ્ય સાથે આવવાનું નથી. તું ઘરમાં કે બાહેરગામ હોઇશ, માતૃભુમિપર હશે કે પરદેશગમન કરતો હોઇશ; તોપણ પાણીમાં

થતા પરપોટા (Bubble) મિસાલ એક દિવસ આ તારો દેહ પડશે એ ખાત્રીથી માનવું. મરણ સમય આ શરિર કોઇનું રાખેલું રહેતું નથી, તેમજ દેહનો નાશ કયારે થશે તેની ચોકકસ ખબર કોઇને પડતી નથી; શામળ કહે છે કે, કાચી માટીના ઘડા જેવી ઝટ ભાંગી જાય તેવી દેહપર આધાર તે શાનો રાખવાનો?

### કુંડળીઆ.

તુલસી સબ જગ ઝૂઠ હય, સચ સાહિબકો નામ;
ભ્રષ્ઠ ભુવન તન ધન સકલ, કુછ ન આવે કામ.
કુચ્છ ન આવે કામ, નામ નિશ્ચય રહ જાવે;
પરહિંત ખરચ્યો દામ, કામ બૈકુંઠમેં આવે.
નંગા નર તું આય, જાય નંગા તનહા;
કોડી એક ન પાય, પાય રંકકી પનહા.

દુનિઆ બધી જૂઠી છે, પણ પ્રભુનું નામ માત્ર સાચું છે; મકાન, શરિર અને સર્વે ધન ભ્રષ્ટ સમજવું, સબબ એ કાંઇ કામ આવતું નથી. ફકત નામ હશે તે નકકી રહી જશે. અને પરોપકારમાં પૈસો ખરચ્યો હશે તે બહેસ્તમાં કામ આવશે. ઓ માણુસ તું જન્મયો ત્યારે નગ્ન હતો, અને જશે ત્યારે પણ તદન નાગોજ જશે; એક પાઇ પણ તને મળવાની નથી, મગરે નફામાં ગરીબના પગના ખાસડાં માત્ર મળશે.

જો! પેલો તારો! તે ખરે છે જેમ!
ખરસે તું દુનિઆથી એક દિવસ તેમ.
જો! પેલો સુર્ય! જે આથમે છે તપી,
તેમજ તું આથમસો, તે જગ થકી.

જગતમાં રહ્યા કે રહેશે નહિ કોઇ,
બસ મરવું છે સુખને કે દુઃખને જોઈ.

નથી ત્યાં રહેવાની કંઇ ત્હારી નિશાન,
જીવડા! તું તે જગને દિલથી પિછાન.

તેજ છે ત્હારો છૂટકો, તેજ અંતે મુકામ,
બાકી છે ખાલી આ દોર ને દમામ.

*                *                *

## ૂતી અબળાઓને અર્પણપત્રિકાઃ-

લગન થવા પછી કન્યાઓને સાસરે વળાવતી વખતે જેપેનિસ પોતાની પુત્રીઓને નિચલી પંદર શિખામણ આપે છે, જે કરવા જેવી છે. શાસ્ત્રીય લગનની ઉંચ ભાવનાના પ્રતિબીંબરૂપ સુંદર નસિહત આપણી માતાઓ તરફથી પોતાની બેટીઓને ામાં આવતી હોય તો, "મારી ધણિયાણી મારો આશરો છોડી છે" એવા રોદરા રડાયલા જાહેર છાપાઓમાં જવળેજ ામાં આવે!

(૧) હે પુત્રી! આજ સુધી તું અમારી હતી એટલે તારા અમારો હક હતો. તે હવે મટી ગયો છે, અને આજથી તારા સર્વ પ્રકારનો હક તારા સાસુ સસરા અને તારા પતીનો થયો માટે જેમ તું અમારી આજ્ઞા માનતી, તેમ હવેથી તારા સાસુ ા અને તારા પતીની આજ્ઞા માનજે.

(૨) તારૂં લગ્ન થયું છે એટલે હવે તારો પતી એજ તારો માલિક છે. માટે તેની સાથે હમેશાં માન અને વિવેકથી વરતજે; કારણ, હવે પતીની સેવા કરવી એજ તારો ખરેખરો ધર્મ છે.

(૩) તું તારા સાસુ સસરાને કદિ પણ સંતાપતી ના.

(૪) તું કદિ હઠીળી થઇશ નહિ. કોઇપણ વાતની હઠ કરવાથી સાસુ સસરા અને પતીની તારા ઉપર ઇતરાજી થશે, અને તારૂં માન જળવાશે નહિ.

(૫) તારા પતીની કદી કાંઈ ભુલ હોય અને તે જો તારે તેને જણાવવા જેવી હોય તો તે ખુશી હોય તે સમયે એકાંતમાંજ કહેજે, અને તેમાં પણ વિવેક સાચવીને નર્મતાથી કહેજે.

(૬) જેમ બને તેમ ઓછું બોલજે.

(૭) તારા પાડોશીઓ સાથે હળીમળીને ચાલજે. તેઓનાં સુખદુ:ખમાં તું ઉપયોગી થજે. તું તેઓને મદદ કરશે તો, તેઓ પણ તુંને પ્રસંગે ઉપયોગી થઇ મદદ કરશે.

(૮) કદિ પણ જુઠું બોલીશ નહિ. અપરાધ થાય તે તરતજ કબુલ કરજે.

(૯) હમેશાં બધાના ઉઠવા પહેલાં ઉઠજે, અને બધાં સુવે ત્યાર પછી સુજે. દિવસના કદિએ ઉંઘિશ નહિ.

(૧૦) તું બુદ્ધિવાન ન થાય ત્યાં સુધી જાહેર મેળાવડામાં એકલી જઇશ નહિ.

(૧૧) ઘરના માણુસો અને તેમાં પણ મુખ્ય કરીને પતીની સલાહ લીધા વિના કોઇપણ કામ સ્વતંત્રપણે કરીશ નહિ, અને બહાના માણુસોની સલાહ પ્રમાણે કદિ કાંઇ કરવું પડે તોપણ ઘરના માણુસોને પુછીને કરજે.

(૧૨) ઘરનો પુરેપુરો બંદોબસ્ત જાળવજે, ઘરમાં સ્વચ્છતા રાખજે, અને ઘરની વસ્તુઓની સંભાળ લેજે.

(૧૩) તારાથી નાની વયની સ્ત્રીઓ સાથે બહુ મેળાપ રાખતી રખે.

(૧૪) ભપકાભર્યો અને નાજુક પોશાક નહિ પહેરતાં લજ્જાનું રક્ષણ થાય તેવો કિમતી પણ સાદો પોશાક પહેરજે.

(૧૫) માબાપની દોલતપર કદિ મગરૂર થઇશ નહિ, અને તેની વાત વટિક તારે સાસરે કરીશ નહિ. તારા પતીની આવક માફક ખર્ચ કરજે, અને લુગડાં તથા ઘરેણાં માટે હઠ લઇશ નહિ.

પુત્રી! આ શિખામણોને તું તારાં હૃદયમાં કોટરજે, અને એજ પ્રમાણે તું તારૂં વર્તન રાખજે કે જેથી તું તારો સંસાર સુધારી તું તારા ઘરની અહદેવી થશે. તથાસ્તુ!!

અસલના જુના પણ કેટલિક રીતે સુખી જમાનામાં તે વખ્તની કહેવાતી અભણ પારસી માતાઓ પોતાની બેટીને સાસરે મોકળતી વેળાએ ગરબારૂપી કવિતામાં જે રૂડા બોધ આપતી હતી તેની થોડી લીટિઓ ત્યાં પેશ કરવી પ્રસંગોપાત થઇ પડશે. માતા, દિકરીને નસિહત દે છે કે—

બધો આધાર વરપર રાખજે, બીજી ઉમેદ પડતી નાખજે;
તેના ટપકા નમીને સાંખજે; જન્મ લેવો છે તે સંગાત.

તેને રીઝવ્યે મીઠી વાણીએ, કદી ઉતર ન દીજીએ તાણીને;
તેને તપાસવો સ્વભાવ જાણીને, નહિ કર્યે કદી મરડાત.

વર બઇઅર સદાના સાથી છે, સુખ દુઃખનાં બંન્ને ભાગી છે;
મોહબ્બત માથાનાં ખરાં લાગી છે, ઘણો બારીક લગ્નનો ગાંઠ.

વર વેઠયે ભલો ભુંડો, ખુદા દેખાડે તેને દિવસ રૂડો;
શોભા આપણી ચિતળ ચુડો, એમ નહિ કરે તે કમજાત.

પર નર જો બદ નજર કરે, તેને હિણવો ધિક્કારની ઠોકરે;
તેને જોવો નહિ ફરી નજરે, નામને લગાડયે નહિ ડાઘ.

ચોક ચાંદન ઉઠી સકારે, કર્યે બંદગી નેક વિચારે;
માગ્યે રોજી ને સુખ સંસારે, તૈયાર રહીએ કરી સૌ સારૂં,
બાળકો ઉછેરીએ સફાઇથી, તેમને કેળવ્યે હેત દાનાઇથી;
તેમને ભલાં કર્યે આપણી ભલાઇથી, નહિ ખમવો પડે કદી કકલાત.

તું ફુરસદે લેજે કેળવણી, મન મોટું કરજે ભણી ગણી;
કીર્તિ મેળવજે તું ગુણી બની; જરૂર વાંચજે ધર્મ કેતાબ.

આ નસિહત મારી વિસરતી ના, વરના બોલથી તું ફરતી ના;
તેની નાખુશીનાં કામ કરતી ના, તેથી જોશે તું સુખ ને નાજ.

તું સંસાર સુખ ઘણું ભોગવજે, વરથી માન ઘણું તું મેળવજે;
ખુરશેદ સમાન ખુબ દીપકજે, તુંથી વધજો નેક ઓલાદ!

* * *

## સોટીએજ અંકાય મિત્રની કિમતઃ—

By the descent of calamities are men's irtues proved, and by long absence are their riendships tested.

માણુસના સદગુણ આફ્ત આવવે સાબેત થાય છે, અને મિત્રાચારી લાંબી ગેરહાજરીથી કસી જોવાય છે.

આપણુ આગળ વધીને બોલીશું કે, ખરી મિત્રાચારીની ખરી કસોટી તે લાંબા વખ્ત તુલિકની એક બીજાની ગેરહાજરીથી સચવાઇ રહેલી મ્હોબત છે. એક શખ્સનો જાતી ગુણ અને ખુબી તેની આફ્તમાં ચલાવેલી ચાલની વખ્તે જણાઈ આવે છે. એક માણુસના સ્વભાવ અને ખવાસની અસર મુસાફરીની મુશ્કેલી વખ્તે, અને તેની અક્કલ તથા જ્ઞાનની તપાસ જાહેર સભાઓ હજુરની વાણી અને હિલચાલ વેળાએ જણાઇ આવે છે. પરોપકારની અજમાયશ ખરી હાજતમંદીને વખ્તે, અને અંતઃકરણની સચ્ચાઇ તથા સફાઇની પરિક્ષ ખરા ગુસ્સાની વખ્તે કરી શકાય છે. એક ચુનંદા ઇટેલિયન કવિ *Pietro Metastasio* આ મુજબ બોલે છે—

As gold is tried by the furnace, and th baser metal is shown; so the hollow-hearte friend is known by adversity.

સોનાને ભઠ્ઠીમાં નાખવાથી હલકી ધાતુ તેનાથી છુટી પડ સાથે સોનાની ખરી કસોટી કરી શકાય છે; તેમ વિપ્તિના વખ્તે ક પોકળ મિત્રની પુરેપુરી પરિક્ષા થાય છે.

દોસ્તી! ત્રણ અક્ષરનો આ શબ્દ કોણને પ્રિય નથી? કેવી ખુશી આપણાં અંતઃકરણમાં તે ઉત્પન્ન કરે છે? દોસ્તી કરવા નથી કોણને ગમતું? મગર મિત્ર મિત્રમાં ફરક હોય છે. સુખના સમયમાં આપણી આસપાસ ઘણાએ માખ મિસાલ ભમશે, પણ દુઃખી દશા વેળાએ તે મધેના થોડાકોજ પાસે રહેશે. એક વખ્ત દોસ્તીનો ગાંઠ બાંધવો, ને પછી કિસમત ગમે તેવું રૂપ લે તોએ જીંદગીના છેડા તૂલિક એક બીજાને વળગી રહેવું, તેજ ખરી મિત્રના! એક આદમી ઉપર નસિબદેવી પ્રસન હોય અને તે અગનચમનમાં રહેતો હોય ત્યાં સુધી તેને દોસ્તોની ખુટ પડતી નથી. પણ જ્યારે તેનો દિવસ વાંકો આવે છે ત્યારેજ કહેવાતા દોસ્તોની ખરી કિમત અંકાય છે. એક ઝાડના પડવા સાથ તેનો છાયો નાબુદ થાય છે, તેમ પડતી દશા આવવા સમેત ખુશામતખોરા દોસ્તો પલાયણ કરી જાય છે. ધણા અસુરેથી ઉગતા રોપાઓ ઘણો વખ્ત જીવે છે. તેજ પ્રમાણે ધિમે ધિમે પાડેલી મિત્રાચારી મકકમ રહે છે. કેટલિક વખ્તે દુઃખ અને હાંદેશાના ઉછળતા મોજા આપણને અનહદ આફ્રેરાન કરે છે તે દરમ્યાન આપણી ભોરડુએ ઓસ્તવાર ઉભેલો એક સાચો મિત્ર પોતાનાં તન મન ધન અને પવિત્ર પ્યારથી આપણને સલામતીના માર્ગે દોરવે છે. એવા અમુલ્ય હિરા કવચિતજ હાથ લાગે છે. બાકી મતલબી મિત્રોનો ઉકરડો જયાં નજર નાખો ત્યાં જણાશે. એ વફાદાર દોસ્તના સુંદર ઉદગાર વાંચીશું.

ગજલ.

જાન હય ફિદ તેરે કદમોપે પ્યારે,
ગિરફતાર કિયા તેરે નયનોને પ્યારે.

રખનાહું મય તુજકુ મેરે દિલમે હરદમ,
જી હય કુરબાન તેરે અકકલોપે પ્યારે.
રખે મૌલા સરપે તેરે અપના સાયા,
શરમીંદાહું, મય તેરે લબઝોપે પ્યારે.
તન મોરા તંગ હય મુહબ્બતમે જાની,
મય છોડું ન સંગ તેરે દર્દોમે પ્યારે.
જીંદગીભર નિભાવે દોસ્તી અપની અલ્લાહ,
"નોશેર"કી દુવા એહિ હય મેરે પ્યારે.

*　　　　*　　　　*

ઇશા અર્જ :—

રાગ સરપરદા.

ગોપાળ મેરી કરૂણા કયું ન આવે?—ગોપાળ
હમ ગરીબનકો તુંહી આધાર રે!
હમપે દયા કયું નહિ લાવે?—ગોપાળ
માલિક હય તુંહી, તુંહી હય સરકાર હમારા!
સચ્ચા હય ફકત તુંહી મદદગાર હમારા!
માતા પિતા તુંહી હય, તુંહી યાર હમારા!
જુજ તેરે કોઇહિય નહિ, દુનિઆમે હમારા!—કરૂણા
કરૂણા=દયા. યાર=દોસ્ત. જુજ=સિવાય.

બંદગી કરતાં પોતાનું રવાન બેહેસ્તમાં જવા કાજે તથા
રોશન દિલના લોકો અથવા અશો રવાનોની સંઘમાં બિરાજવા માટે

પાદશાહ કયખુશરોએ પરવરદેગાર પાસ ચાહેલી દુવાને લગતા ફિરદોસીના અસલ સખુનો—

**બેત.**

કે દાર દેહો બર સર આર દેહ ઉસ્ત,
જમીનો જમાનરા નેગાહર દેહ ઉસ્ત.

હમ ઉ આફ્રીન દેહ મુર વ પીલ,
જે કતરે નાચીઝ દરીયાએ નીલ.

હમે બા તવાનાએ ઉ એકીસ્ત,
ખુદાવંદે હસ્તો ખુદાવંદે નીસ્ત.

હમી ગોફ્ત કે અય બરતર આજ બરતરી,
ફ્જાયંદેહ પાકી વ મેહતરી.

તો બાશી બ મીનુ મરા રેહનુમાઇ,
ચું મન બેગુજરમ અઝીન સે પંજી સેરાઈ.

બ કઝી દીલમ હીચ ના તાફ્તેહ,
રવાન જાએ રોશન દીલાન યાફ્તેહ.

તે પરવરદેગારજ સર્વે ચિજનો ઉત્પન્ન કરનાર અને નિભાવનાર છે, તથા જગ્ત અને વખ્તનો પાસબાન તેજ છે. નાનામાં નાની કીડી તેમજ મોટામાં મોટા હાથી જેવાં પ્રાણીઓને પેદા કરનાર તેજ છે, તથા નજીવા પાણીનાં રેલામાંથી નાઈલના જેવા દર્યા અથવા મોટી નદિને રૂપ આપનાર તેજ છે. તેના સામર્થ આગળ સર્વે વસ્તુઓ એકસર્ખિ અથવા ઉતરતી છે, અને તે સાહેબજ સઘળી હસ્તી તેમજ નિસ્તીનો ખરો ધણી છે. ઓ ખુદા! સઘળી બુલંદમાં બુલંદ અને

સરસમાં સરસ ચિજો કરતાં તું પોતેજ વધારે બુલંદ અને વધારે સરસ છે, અને તમામ જાતની પાકીજગી અને મોટાઇનો ફેલાવનાર તુંજ છે, વાસ્તે મારા પ્રાણુને પેલી દુનિઆના બહેસ્તમાં લઇ જવા સારૂ તું મારો રહેબર થજે, અને આ ત્રણ પાંચ દહનની દુનિઆમાંથી હું રવાના થાઉં અથવા ગુજર પામું ત્યારે કોઇબી રીતના આડા અથવા પાપી વિચાર અને રાહ તરફ મને ઢળવા દેતો ના, અને મારાં રવાનને પેલી જેહાનના બીજાં બહેસ્તી રવાનોની સંઘમાં શામેલ કરજે.

**નોંધ**—આ નાઇલ નદિથી તે કિરતાર કેટલાઓનું પોષણુ કરે છે તેનો નિચલા લેખપરથી અંદાજો કરીશું. કુદરત કોપે તો લોકો કેવી અસહ્ય આફતમાં આવી પડે, અને કેવો ભારે ભુખમરો ભોગવે, તે આ વચન કહી સંભળાવે છે.

That the fertility of Egypt is dependent altogether upon the Nile, is a truth so patent and so palpable, that there is no understanding so grovelling, no intellect so debased, among the sons of men, that he cannot perceive it. Turn the course of the Nile, and not one blade of vegetation would ever arise in Egypt. The whole land would instantly relapse into the utter sterility of the western desert, whence that noble river with so fierce and painful a struggle reclaims it. In a word, *Egypt is the*

*Nile, and the Nile is Egypt.* There is not in nature a more exhilarating sight, or one more strongly exciting to confidence in God, than the rise of the Nile.—*William Osburn.*

* * *

## દોલત હાથમાં તો દોસ્ત સાથમાં:-

Now money is the root of all evil, 'tis said,
Yet wonderful things it will do,
And without it a man is of no use in the world,
Which all of you know to be true.
Suppose you are courting a dear little girl,
A Charmer of sweet seventeen,
You tell her you love her, and ask her if she
Will on some future day be your queen!
She doesn't say "No," she doesn't say "yes,"
(Though freely of love she partakes.)
If she's haughty and cold, just show her some gold,
And you'll see what a difference it makes.

(*John Cooke.*)

કહેવામાં આવે છે કે પ્રત્યેક બદીનું મુળ પૈસા છે, છતાં અજબ સાહસકર્મ તેના જોરે થાય છે, અને તમો સર્વે ખાતરી સાથ સ્વિકારો છો તેમ, તે વગર એક ઇનસાનનું જીવવું કેવળ વ્યર્થ છે. ધારો કે તમો એક સતર વર્ષની સુંદરીના પ્યારમાં ગિરફતાર થયા છો. તમારો ચાહ તેના તરફ અખંડ છે એવું તેને જણાવો. બાદ કોઇ

નજદીકના દિવસે તમારા ઘરની રાણી થવાનું તેને પસંદ પડશે કે કેમ તેની માંગણી કરી જુઓ. તે ઘરીને "હા" અથવા "ના" તો કહેશેજ નહિ, (જોકે તે તમારી મોહબતને છુટથી રસ્તો લેવા દેતી હશે.) તે સ્વભાવે જાહેલ અને સિના સેરવવાળી હોય તો, ચોખો ચાંપી જોવા તેની આંખ આગળ ઝળકતા સોનેરી ચોચા ધરજો, અને તેની કેવી એજમતી અસર થાય છે તે તમો જોશો.

ખચિત, વિત (પૈસા) માણુસનાં ચિત (લક્ષણ) ને ચાહે તેમ ચલાવે છે.

### દોહરો.

જ્ઞાન, ધ્યાન, ગુણ, સગપણ, સત્ય, સુમિત;
ભૂલાવે પળમાં ખરે, વિત ચલાવે ચિત.

પૈસાની થેલી આપણાં બદનની લોહીની રગ મિસાલ છે. થેલી ભરેલી હોય ત્યાં તુલીક આપણે ગરમ તથા તાજા રહિએ છિએ. તે ખાલી થવે આપણે પણ મરેહાલ ઠંડાગાર બની જઇએ છિએ. રાસ્ત છે આ ઉદગાર કે—

### લાવણી--ગૌરી.

પૈસા પુજાય જગતમાં, પૈસે સઉ લોટે ગતમાં.
પૈસાના પ્રેમ વશિલા, પૈસાના કુલ કબિલા.
પૈસાના ગુરૂ રાજા, પૈસાના સાધુ ઝાઝા.
પૈસાના ધર્મો કર્મો, પૈસાના ભેદો મર્મો.
કરં સેવા સ્વગતમાં, પૈસે સઉ લોટે ગતમાં.

### ફાર્સિ બેત.

તાઝે ખોવદ બુસ્તાન તા કે ખોવદ આબેતર;
દુસ્તીએ દુસ્તાન તા કે ખોવદ સીમો ઝર.

બાગને પાણી મળ્યું જશે ત્યાં તુલિક તે તાજો લિલોતરી ભરેલો રહેશે; અને ગાંઠે પૈસા હશે ત્યાં તુલિક દોસ્તોની દોસ્તી જળવાઇ રહેશે.

જેમ મિઠાશ ઉપર સદા માખ ભમેચ,
તેમ દગલ દોસ્ત આપમતલબ રમેચ.
મિઠાશ સર થાયચ મતલબી સાથી,
તે પહેલો નાહસેચ જો જોય છે હાલત માઠી.

જર્મંનિના બર્લિન શહેરના એક બાહોશ રહીશે ખરા ખોટા ખેરખાહોને બહુ ઉંડી હુસ્યારીથી લોકનજરમાં ખડા કીધા હતા. તે મોટી દોલત ધરાવતો હોવાના સબબે, તેનાં સગાંઓ તેના ઉપર મરી ફિટતાં હતાં; પણ તેમનો બધો પ્યાર તેના પૈસા માટેનોજ હતો એમ મનમાં નકકી ધારી, તે કોઈ સાથે ઝાઝો ભેળાતો નહિ. તે મરણ પામતાં, સઘળાં સગાંઓ તેના મકાનમાં અશ્રુ ટપકાવતાં આવી લાગ્યાં તેના મોતથી ઘણા દિલગીર થઇ જઇને ભારે અફ્સોસમાં આવી પડેલા જો કે તેઓ પોતાને દેખાડતાં હતાં, તોએ સર્વથી પહેલી તજવીજ વસિઅતનામાને લગતી તેઓ કરવા મંડી ગયાં. તે શોધતાં વખ્ત લાગ્યો નહિ. મરનારે તે તૈયાર અને ખુલ્લું મૂકી રાખ્યું હતું. થોડાજ શબ્દોમાં તેમાં જણાવવામાં આવ્યું હતું કે, "જે મારાં સગાં મારી પાયદસ્તે નહિ આવે તેઓ દરેકને ૫૦૦ માર્ક મળે, અને પાયદસ્તે જનારાંઓને કાંઇએ મળે નહિ. બાદ મારી બાકીની દોલતનો મારા મોહરબંધ વધારામાં જણાવવા મુજબનો ઉપયોગ કરવો. સદરહુ વધારો મને દફ્ન સ્વાધિન કરવા પછી ઉઘા-

કવો." વસિઅતમાં આ પ્રમાણે લખાયલું જોઇને, સઘળાંઓએ તેની લાશ પાછળ જવાનું માંડી વાલ્યું જેથી ૫૦૦ માર્ક હાથમાં આવે. લેકિન ગમે તેવા ભારે-ભોગની તુંભા ન કરતાં, એક બુઝોર્ગ કદરદાન બેશી એકલોજ લાશવાળી ગાડીની સાથે કબ્રસ્તાન તુલિક ગયો, અને તેણે અવલમંજલની ઘટતી ક્રિયા કીધી. ડોસો ઘરે આવી લાગતાં, મરનારના વકીલે પેલો વધારો ઉખેડીને તેમાં ફર્માવેલું વાંચી સંભળાવ્યું કે, "મારી મના છતાં મારાં જે કુટુંબીઓ મને છેલ્લું માન આપવા મારી આરામગાહ સુધી જાય તેમને મારી બાકીની તમામ દોલત સર્ખે હિસ્સે વહેંચી આપવી." આ પ્રમાણે બધો દલ્લો ડોસાજી હસ્તક ગયો, અને સઘળાં ઢોંગી સાધુસાહી સગાંઓ ફજેત પડીને હાથ ચોળતાં અપોતાં મકાને રવાના થયાં.

દોહરો.

કામ પડવેથી જાણ્યે, જે નર જેવો હોય;
કસવા વિન ખોટું ખરૂં, કંહે ન સોનું કોય।

* * *

## સુખનું સ્થાન:—

If happiness have not her seat
 And centre in the breast;
We may be wise, or rich, or great;
 But never can be blest.

(*Robert Burns.*)

સુખનું સ્થાન અને મધ્યબિંદુ આપણાં સ્તનમાં ન હોય તો, આપણે પ્હોચેલ કે પૈસાવાળા કે પ્રખ્યાત હોઇએ છતાં આનંદી તો કદી રહીશુંજ નહિ.

એક ગૃહસ્થને પોતાનાં કામમાં હર વખ્ત તરેહવાર અડચણ નડતી હતી, તોએ જરા પણ ફર્યાદ કીધા વગર તેના પાછળ તે ઉળટથી લાગતો. એવી ધિરજથી તેની મુસ્કેલી આસાન થતી જોઇ તેનો એક મિત્ર બોલ્યો, "બાઈ, તમોને ઘણા સંતોષી અને સુખી દેખી હું પણ અંતઃકરણથી ખુશી છું. મગર મહેરબાની કરી મને કહેશો કે, એટલી બધી ધિરજ ધરતાં તમો કેમ શિખ્યા?" ઉત્તર આ મુજબ મલ્યો:—"ઘણી સ્હેલાઇથી! મારી આંખનો હું સારો ઉપયોગ કરૂં છું છું. પહેલાં, ઉંચે આકાશ તરફ જોઈ ગોખી રાખું છું કે મનેદાદારની દરગાહમાં આયંદે પાછું જવાનું છે. બાદ, જમિને તરફ નજર ફેંકી વિચાર કરૂં છું કે ધર્તિમાતાના પેટામાં કેટલી થોડી જગ્યા મારા મરણ પછી હું રોકીશ! છેલ્લાં, આખી અવનિ તરફ ધ્યાન પ્હોંચાડતાં હજારો બલકે લખ્ખો લોકને મારા કરતાં વધારે દુઃખી અને અહેરાન પરેશાન જોઉં છું. ખરૂં સુખ શું છે તે આ ઉપરથી માલમ પડી આવે છે. વધુમાં પુર ખાતરી થાય છે કે મારી હાલત સંબંધી દિલગીર થવાનાં, અથવા તે વિષે ફર્યાદ કરવાનાં મને કાંઇએ કારણ નથી?" આ ઉપ રથી બોધ લેવાનો કે દરેક સંકટ અને સુખના સમયે સબર રાખવામાં સેંકડો ફાયદા છે. સબર અને ધિરજથી બદનની તનદરોસ્તી સચવાઈ રહેવા ઉપરાંત જાનમાલનું પણ રક્ષણ થઇ શકે છે. થોડું યા ઘણું, સૂકકું યા સ્વાદિષ્ટ ખાવાનું મળે, તેટલાંજ ઉપર સંતોષ રાખવાથી મિજાજ ઠંડો

અને બાંધો મજબુત રહે છે. શહેરમાં, દરિઆમાં, કે જંગલમાં જે શખ્સ પોતાનું મન શાંત અને પોતાનો મિજાજ થિરજવંતો રાખીને કામ કરવાની તજ્વીઝ ધરાવે છે તે સઘળી મુસિબતો ઉપર આયદે યારી મેળવીને પોતાના મનના વિકારોનો પાદશાહ અને આ અવનિની ફાની હાલતનો સરદાર ગણાય છે. લેકિન મનને જીતવાનું કામ આખી દુનિઆને જીતવાના કામ કરતાં, એક કૃર વાઘને વસ કરવાના પ્રયાસ કરતાં, એક જંગી સિંહને કુસ્તીમાં હરાવવાના શ્રમ કરતાં, એક મુર્ખને વિદ્વાન બનાવવાની મહેનત કરતાં, એક કલાંત સ્ત્રીને સદગુણી બનાવવાનાં કાર્ય કરતાં, એક અંધકાર જગાને પ્રકાશવાળી બનાવવાની ઝહેમત કરતાં, એક આંધળાને આંખ આપવાનાં કામ કરતાં, એક બહેરાને કાન આપવાના ફાયદા કરતાં, એક લંગડાને પગ આપવાનાં પુન્ય કરતાં, એક ભુખ્યાને અન્ન આપવાના લાભ કરતાં, એક નબળાં શરિરને સબળ બનાવવાના ઉપાય લેવા કરતાં, આખી દુનિઆનું રાજ મેળવવાના લોભ કરતાં, એક પવિત્ર પ્રેમદાની પ્રીતિ મેળવવાનાં સુખ કરતાં, અને એક અમૃતનો પ્યાલો પી અમ્મર કાયા બનાવવા કરતાંએ વધુ નફાકારક છે, પણ તેટલુંજ તે મુશકેલ છે અને તેને જીતનાર વિરલોજ હોય છે.

## દોહરો.

ધનબળ તનબળ હોય પણ, મનબળ જ્યાં ન હોય;<br>
મહિપતિનો મહિમા કદી, કરી શકે નહિ કોય.

*  *  *

**આબે હરામઃ—**

ફસશે જંજાલમાં, જફાની જાળમાં,
મરશે બદ હાલમાં, શરાબની જામથી.

નીતિથી ખસ તું, જઈ બદીમાં ફસ તું,
લે લોક અપજશ તું, ઝહેરી તે જામથી.

ખુદ સંસારનું સુખ ખો, હવસની ભુખ જો,
મરતે દીન દુઃખ જો, એ આબે હરામથી.

ખુદાઇ પનાહ છોડ, જીનતની રાહ છોડ,
“રફિક”નો ચાહ છોડ, એ ઇલ્લત હરામથી.

ટ્રોજન યુદ્ધમાં હૅકટરને તેની માતાએ દારૂનું ગ્લાસ આપવા માંગ્યું ત્યારે તેણે આ મુજબ બોલી તેને હાથ લગાડવા સાફ ના પાડયું.

Inflaming wine, pernicious to mankind,
Unserves the limb, and dulls the noble mind.

દેવીપ્રસાદ, માણસનો વિનાશ આણનાર, અંગને અકડાવી નાખનાર, તથા અસિલ બુદ્ધિને મંદ પાડનાર દારૂ, અહીંથી દૂર હો!

ન્યુ યૉર્કના નૉર્વિચ શહેરમાં સને ૧૮૩૩ ના એપ્રિલ મહિનાની તા૦ ૨૯ મીએ જ્યોર્જ દેનિસ નામના શખ્સને, દારૂની ઝુમમાં ખુન કરવા માટે, ફાંસી દેવામાં આવ્યો હતો. તેણે ફાંસીએ લટકવાના તખ્તા ઉપરથી જોવા આવેલી લોકોની ઠઠને દારૂથી થતાં માઠાં પરિણામો વિષે જે અસરકારક શિખામણરૂપી શબ્દો કહી

સંભળાવ્યા હતા તે ધડો લેવા જોગ છે. તેણે જણાવ્યું કે, "જો મેં જસ્લદ દારૂ વગર અંકુશે છુટથી પીધો ન હોત તો આ ફાંસીનાં લાકડાં ઉપર ચહડવાનો દહાડો કદિ આવત નહિ, તેમ આ જીવલેણ ફાંસીની દોરી મારી હૈયાતીનો છેડો લાવત નહિ. જે અભાગ્યો શખ્સ તમારી સન્મુખ ઉભો છે તેની સઘળી કમબખ્તીનું કારણ દારૂ સિવાય બીજું કાંઇ નથી. આજ કેટલાંક વર્ષ થયાં હું દારૂ વધારે ને વધારે પીતો આવ્યો છું. વારંવાર મને કહેવામાં આવતું કે જો હું દારૂ પીવાની ટેવ છોડીશ નહિ તો મારી પાયમાલી થશે. પણ સઘળી સારી સલાહ ને શિખામણ સામે મેં આડા હાથ ધર્યા. લેકિન હવે મારા દુ:ખી અનુભવ ઉપરથી મને માલમ પડયું છે કે જેઓ મારૂં હિત હૈયે ધરી મને શિખામણ દેતા, તથા દારૂથી મારી પાયમાલી આવશે એવો બળાપો કરતા, તેમની સર્વે વાત ખરી પડી છે. તેનો અસરકારક દાખલો તમારી આગળ રજુ થયો છે. આ જગાએ તમારે જોવાનું છે કે એક તમારા મનુષ્ય ભાઇબંધે બેહદ દારૂ પીને પોતાને માથે કેવી આફત હોરી લીધી છે! હું આશા રાખું છું કે આ ત્રાસદાયક દેખાવ જે લોક જોય છે તેથી તેઓ એક મોટી અને હમેશ સુધીની ચેતવણી લેશે, ને જે આડે રસ્તે હું ગયો છું તે રસ્તે કદિ દોરવાશે નહિ. જેઓ વધારે દારૂ પીએ છે. તેઓને મારી ચેતવણી વધારે અગત્યની છે. હા! કેટલાકો એમ કહેતા નિકળશે કે દારૂ પીધાથી બધાને ફાંસીએ ચઢવું પડતું નથી. કદાચ તેમ નથી થતું; તોપણ દારૂથી જો તમે એક ખાડામાંથી બચ્યા તો બીજામાં પડવા વગર રહેવાના નથી. તમારામાંના એક ભાઇબંધને આ રીતે મોટામાં મોટી શિક્ષા ખમવાનો ઠરાવ થઇ ચુકયો છે તેનું મુળ તમે

શોધવા જશો તો માલમ પડશે કે પેલું પ્રાણઘાતક ઝહેર "આમે હરામ" છે. થોડો પણ દારૂ હોઠે લગાડશો નહિ, કારણ તેમ કરતાં વધુ પીવાનું મન થશે, અને તે લાલચને તમે શરણ થશોજ! મારાં દુર્દૈવથી તમે ધડો લેજો, ને બીજાંઓને પણ ચેતાવજો કે એક પાપી જીંદગીનું સર્વેથી પહેલું પગથિયું છાકટપણું છે, ને તેથીજ મારી પુરેપુરી પાયમાલી થઇ છે. સલામ! આખરી સલામ!!" વાહ, શું સુંદર શિખામણ? કેવી જબરદસ્ત જબાંદરાજી! શી કિસમના ઉમદા ઉદ્‌ગાર! એક વિદ્વાન ન્યાયાધિશનું ગોયા *summing-up*! ચતુરો ચેતો!!

## રૂબાઇ.

જો કોઇ પીવેગા ગાંજા યા શરાબ,
દો જેહાંમે હોવેગા આખીર ખરાબ.
જાવે માલ આબરૂ ઔર આફીયત,
ફીર ખુદાકે વ્હાંભી પાવેગા આઝાબ.

એક ગુજરાતી દોહરો આગળ વધી સલાહ આપે છે કે-

ઑરત, કૉરત, સૉરત—એ ત્રણે સરખું જાણું;
કરે ભિખારી અમિરને—રાખે તેપર ધ્યાન.

જાણીતો ઉસ્તાદ ફ્રેંકલિન આ મુજબ જણાવે છે—

Women and wine, game and deceit,
Make the wealth small and the want great.

પારકી સ્ત્રી સાથ કુસંગ કરનાર, દારૂના દુર્ગુણને આધિન રહેનાર, જુગાર ખેલનાર, તેમજ ઠગબાજી ચલાવનાર ઇસમના આખર

એના બુરા હાલ થાય છે કે તેનો પૈસો ખુટી જવા ઉપરાંત તેની તંગત હાજતો દિનપ્રતિદિન વધતી રહીને તેને મોહતાજ બનાવે છે.

*　　　*　　　*

## મતલબી માણસો:—

એરણકી ચોરી કરે, કરે સુઇકો દાન;
ઉંચા ચઢકર દેખત હય, કેતિક દૂર વિમાન.

લોખંડના એરણ (*Anvil*) જેવા મોટા ટુકડાની ચોરી કરે, અને સખાવત કરે ત્યારે તો સોય (*Needle*) જેટલી બારીક કિંવા થોડી; પછી ઉંચે ચઢીને જોય કે સ્વર્ગ કેટલું છેટે છે.

સારાંશ કે દુનિઆના વ્હેવારમાં જે શખ્સ અપ્રમાણિક રીતે ચાલે, અને પોતાની ગરજ વેળાએ કાંઇ ભલું કરવાનો દેખાવ દાખવે, યાને "તનખા હરામ વ બચકા હલાલ" જેવી નૈયત રાખીને પોતાની મતલબ સાંધવાની અંદરખાનેથી ટક શોધતો રહે, તે ઉંધો વળવાનોજ! જે શખ્સ માત્ર ખુદાની પ્રીતિ સંપાદન કરવાની ખાહેશ ધરાવતો હોય તેને પ્રથમ લાજમ છે કે દરેક બુરા ખ્યાલો, બુરી બદીઓ, અને બુરા હવસો સામે સાબુત લડત ચલાવવી. કબીરજી પણ કહે છે કે—

કરડી ધારા રામકી, કાચ્ચા ટીકે ન કોય;
શીર સોંપે સીધા લરે, શુરા કહીએ સોય.
દેખાદેખી સુ ચઢે, ભરમ ન જાણે કોય;
સાંઇઆ કારણ શીષ દે, શુરા જાણું સોય.

પરમેશ્વરની તરવારની અણી એટલી તો તિક્ષણ છે કે કોઇ નબળો શખ્સ તેના સામે ખડો રહી શકે નહિ, પણ જે શખ્સ પોતાના જાન તથા આસપાસની લાલચ તરફ લક્ષ નહિ પુગાડતાં તે સામે બળવારી કરે છે તેજ ખરો શુરવિર છે. જાહેરમાં ભલાઇ કરવાનું ડોળ ઘાલનારાઓ બાતેનમાં કાંઇ બીજીજ બાજી રમતા હોય છે જેનો ભરમ આપણે જવળેજ પામી શકયે છિએ: ખરો શુરો સરદાર તેજ છે કે જે પરમેશ્વર ખાતર પોતાનો પ્યારો પ્રાણ સદકે કરવા તૈયાર થઇ બેસે છે.

ખુલ્લા શબ્દોમાં બોલતાં, જે કામ કરવાનો આપણે કસદ કર્યો હોય તે આપણાં સાથે પહેલે પારકાનું પણ હિત હેગે રાખી કરવાં જોઇએ. આપસ્વાર્થિ કામોની કિંમત લોકનજરમાં કાંઇ નથી, અને તેની કોઇ કનવાર પણ કરતું નથી. જ્યારે ખરી યકિનદારીથી કીધેલાં નેક કામો કદી ભુલી જવાતાં નથી યાને સદા અમ્મર રહે છે.

Whatever may die or be forgot,
Work done for God, it dieth not.

જે માનવી પરાયાનુ હિત તપારી તેનાં દુઃખ માટે મનમાં દયા આણી આંખમાંથી અશ્રુ ખેરવે છે, તે અશ્રુ વસંતના બાહારમાં ખિળી નિકળેલા ગુલાબ ઉપરથી ટપકતાં દવનાં ટિપાંથી વધારે સુંદર અને મધુર છે. ખરા પરદુઃખભંજન નરથીજ ત્રાહિતોનાં દુઃખ ટળે છે. બાકી ડોળઘાલુઓથી દુનિઆ ખાલી નથી. કહેવત છે કે ગધેડાંનાં લીંડે (*Dung*) પાપડ થાય તો અડદ-મગનો ભાવ કોણ પુછે?

ભલો જે પરહિત જોય હમેશ,
ખુદા તેને ગણે દોસ્ત ખેશ.

* * *

## ખંતની ખુબી:—

Because you find a thing very difficult, do not presently conclude and depress that no man can master it; but whatever you observe proper and practicable by another, believe likewise within your own power. Courage consists not in blindly over-looking danger, but in seeing it, and conquering it.

(*Prof. John Nicolas.*)

એક બાબત તમોને મુશ્કેલ માલમ પડે તેટલા ઉપરથીજ તુરત એવાં અનુમાન ઉપર ન આવશો અને નિરાશ ન થશો કે તે ઉપર તમોરાથી ફાવી શકાશે નહિ. પણ જે તમોને વાજબી લાગે અને જે બીજાથી બની શકે તેવું હોય, તે તમારી શક્તિની હદમાં પણ છે એમ માનો. કાંઇ ભયંકર ભય ઘેરો ઘાલી રહ્યો હોય તે વેળાએ આંધળા આવેશમાં તેના તરફ તુચ્છકાર બતાવીને તેની દરકાર નહિ કરવામાં ખરી હિંમત સમાયલી નથી; પણ તે ભયને સામો આવતો જોઇને તેના સાથ ટક્કર ઝિલી તેને માહત કરવો એજ મોટી મર્દાનગીનું કામ છે.

માઝદયસ્ની જરથોસ્તી દિન નાઉમેદી છોડીને ઉલટ અને ઉમંગથી નવી ઉમેદો તથા નવાં નેક કામો આરંભવાનાં જે ઉમદા ફર્માન આપે છે તે સાથે ઉંપલા શબ્દો મળતા આવે છે. ધાંટીમાં દમ રહે ત્યાં તુલિક પોતાના ગુનાહ ફિટાડતા રહેવાનું, અને સવાબ વધારવાની કોશેષ ખંતથી જારી રાખવાનું, તે શિખવે છે. જીંદગીના ખાડાખબોચ્યાંભરેલા મુંસ્કેલ માર્ગ ઉપર ચાલતાં ગબડી પડવાના, ને તે સાથે પાછા ઉઠવાના, સંભવ ઘણા રહે છે. ફતેહફીરોજીની ખુશાલી, ને નિષ્ફળતાની નામુરાદી પણ મળે છે. વર્ષાદની રૂતુ પછી ઠંડી, ઠંડી પછી ગર્મિ, અને છાય પછી ધુપ આવે છે ને જાય છે. રોશન ખુરશેદ અસ્ત પામવા પછી સિહા રાત સદા રહેતી નથી, પણ તે ખતમ થતાં પ્રકાશનો સુર્ય પાછો દેખાવ દે છે. ગર્મિના દિવસોમાં ભારે તાવથી અહેરાન થવું પડે છે, પણ બીજા હાથપર વર્ષાદ વર્સી અતી આનંદ ઉપજાવે છે. સરદ શિયાળાની પુઠે ગરમ વસંત રૂતુ આવે છે. જુવાની પછી બુઢાપો, જીવન પછી મરણ, ચઢતી પછી પડતી, અને નેકબખ્તી પછી બદબખ્તી, વારાફરતી ચાલુજ રહે છે. ગાડીનાં ચાકની ધરીઓ ઉપર નિચે ફરતી રહે છે. કુવા ઉપરનાં રેંટનાં ઘડીયાં ખાલી થઇને ફરી ભરાવા માંડે છે. માટે નિષ્ફળતાથી નિરાશ નહિ થતાં, ઉદયનો ઝુંડો ઉમેદોથી હરહમેશ ઉડતો રાખવો અવસ્ય છે. પાનખર રૂતુમાં ઝાડો પોતાનાં પાંદડાં ખોહી બેસીને ખાલી દાંડા જેવાં થાય છે તોએ, તેઓ તે પાંદડાં પાછાં મેળવવાની દાદારની દરગાહમાં દુવા ગુજારે છે, અને ખુદાતાલા તેઓને વસંતનો ઠાઠમાઠ પાછો બક્ષે છે. ત્યારે બળવાન અક્કલમંદ ઇનસાને હારથી આજેજ કાં થવું જોઇએ? જે શખ્સો મુસ્કેલીના વખ્તે ખરી જેહાંમર્દીની શમશેરની નોક ઉપર પોતાનાં સર

ધરવાની ધિરજ અને તદબિર વાપરી જાણે છે તેઓજ પોતાના મન-મુરાદની માશુકને પોતાની ગોદમાં પકડવાને ફાવી શકે છે. સામે ઉભેલી મુશ્કેલી ઉપર ફતેહ મેળવવાનો જેઓ દ્રઢ નિશ્ચય કરી બેસે છે તેઓ આયંદે ખરેખરી જીત મેળવે છે. (*They can conquer, who believe they can.*) સબર, ધિરજ, હિંમત, અને ખંતથી સારૂં પ્રરિણામ નિપજવા વગર રહેતું નથી. આરસીઓમાં અને બારીઓમાં જડવાના કાચ કાચ્ચી હાલતના અને ઉતાવળથી પકાવેલા હોય છે. જમિનમાંથી મળી આવતાં માણેકો અને હીરાઓબી એક જાતનાં કાચજ છે, પણ તેઓ ધર્તિમાતાનાં પેટાંમાં પુરતી રીતે પાકટ થઇ બાહેર પડે છે તેથી તેની કિમત વધુ ઉપજે છે. ધિરજથી ગમે એવો બિકટ સાહસ બર આવે છે, પણ જાહેલ્યત અને આકરાપણાંથી અક્કલમંદોના પ્રયાસબી ઉળટાઇ જાય છે. એટલો અંદેશો ખરો કે—

**દોહરો.**

શુભ સ્થિતિ પુગતાં વાર બહુ, પડતાં વાર લગાર;<br>
ડુંગર ચઢશો મહેનતે, ઉતરતાં નહિ વાર.

"હિંદના દાદા "ડાકટર દાદાભાઇ નવરોજજીનાં ચરીત્ર ઉપરથી ધિરજ અને ખંતનો ઘણો અચ્છો ધડો આપણને મળે છે. સને ૧૮૮૬ માં દાદાભાઈ ઇંગ્લાંડ હતા ત્યારે પાર્લામેંટની ચુંટણીની ધમાધમી તરતનીજ ચાલતી હતી. શેઠ દાદાભાઇએ પણ પોતાની ઉમેદવારી જાહેર કરી કે ત્યાંના કેટલાક રહીશોએ હિંદના કાળા આદમીના બ્રીટિશ પાર્લામેંટમાં દાખલ થવાના હક સામે સવાલ ઉઠાવ્યો હતો. એ સમયે લૉર્ડ સોલ્સબરી, જે પાછળથી નામદાર મહારાણી વિકટોરીઆની

સરકારનો વડો વજીર નેમાયો હતો તેણે વાટક પોતાનાં એક ભાષણમાં, દાદાભાઇને કાળા આદમી તરીકે તુચ્છકાર્યા હતા એટલુંજ નહિ પણ, દેશીઓની કાળી ચામડીની સુગ નિચલા અપમાનકારક શબ્દોમાં તેણે જાહેર કરી હતીઃ– "હું નથી ધારતો કે આપણી તરફ વાત એટલી અણી સુધી વધી હોય કે જેથી ઇંગ્લાંડના મત આપનારાઓ પાર્લામેંટમાં એક કાળા આદમીને ચુંટી કાઢે એવી રીતે તેમની છિત નિકળી ગઇ હોય!" મર્હુમ મહાન વિરલા મી૦ ગ્લૅડસ્ટનનો પ્રત્યુતર મળ્યો જે, "દાદાભાઇ, ઇંગ્લંડના કેટલાક ઇસમો કરતાં ઓર ઉધરતા છે! તેમનું અંગ ઉજળું છે તેનાં કરતાં તેમના અંતઃકરણમાં દેશદાઝનું નિર્મળ લોહી દોડે છે." આ બધા ધડકધુજારા છતાં દાદાભાઇ હૉલબૉર્ન તરફથી એક ઉમેદવાર દાખલ બાહેર પડયા, લેકિન તેવણને બેઠક મળી શકી નહિ. છતાં જેનું નામ દાદાભાઇ! નિષ્ફળ ઉતર્યા પછી બીજાં પાંચ વર્ષ સુધી તેવણે પોતાની ચળવળ દ્રઢ ઉળટથી ચાલુ રાખી. અને આવતી ચુંટણી વેળા ચાહેલું પાર પાડવા માટેની તૈયારી કરવા માંડી. સને ૧૮૯૨ માં નવી ચુંટણી થઇ, અને સેંટ્રલ ફિન્સબરીના ઇંગ્રેજ વોટરોએ દાદાભાઇને આખરે ચુંટી કહાડી પોતાની અને હિંદની સેવા પાર્લામેંટમાં બજાવવાની તેમને ટક આપી. દાદાભાઇને નજરોનજર પ્રથમ પાર્લામેંટમાં જોતાંજ લૉર્ડ સૅાલ્સબરી ખસયાણો પડી ગયો હતો, કેમકે દાદાની ચામડી દુધ્યા રંગની હતી, જ્યારે લૉર્ડ સાહેબ પોતે તેટલા ગોરા ન હતા! પોતાના મજકુર ગેરસલુકાઇભરેલા ટિકકા માટે એક ખરા સદગ્રહસ્થ દાખલ તેણે પાછળથી દાદાની ક્ષમા ચાહી હતી. આ પ્રમાણે આમની સભા (*House of commons*) માં પહેલાં હિંદી તરીકે બિરાજવાનું દાદાભાઇએ અપુર્વ માન મેળવ્યું;

હતું. તેમના પછી પણ તેમનીજ કોમના એક સભ્ય સર મન્ચેરજી મેહેરવાનજી ભાવનગરી સિવાય બીજો કોઇએ હિંદી, છુટાપણાંના તે મહાન કીલ્લાના દરવાજા ઉઘડાવાને યશસ્વી થઇ શકયો નથી। આ બે જંગઆવરાન જરથોસ્તીઓની આગમચ કેઠલાક બંગાલી યોદ્ધાઓએ તે માટેની તજવિજ કરી જોઇ હતી, પણ જ્યાં તેમને સર્વાંમ નિષ્ફળતા મળી, ત્યાં *શુરવિર દાદાભાઇનો વિજય—ડંકો વાગ્યો। તે હિંગામે આખાં હિંદમાં અનહદ ખુશાલી વ્યાપી રહી હતી. હિંદુસ્તાનનો કાળો આદમી ગોરી પ્રજાનાં પરગણાં તરફથી ગોરી પાર્લામેંટમાં ગોરા મંડળના પ્રતીનીધી ત્ખલદ બિરાજે એમના બહુ અદભુત તથા ચમતકારીક ગણાતી, અને તેથી મગરૂરીમાં મસ્ત બનેલા દરેક હિંદીવાનનાં જીગરમાં નવી નવી આશા ઉમેદો સ્ફુરવા લાગી. ત્યાર પછી પણ એકાદ બે દેશીભાઇઓએ પાર્લામેંટનાં દ્વાર ઠોકયાં, લેકિન તેમનો કોઇએ સત્કાર કર્યો નહિ। હિંદી ઉત્સાહના આકાશ ઉપર કાળાં વાદળાં પંથરાવાનો ફરી સમો આવી લાગ્યો. સને ૧૮૯૫ નાં સાલમાં લિબરલોએ પોતાનું પ્રધાનપદ ગુમાવ્યું, અને સામાન્ય ચુંટણીમાં દાદાભાઇએ પણ તેની સાથે પોતાની બેઠક ખોહવાથી પોતાની ઉપર ભારે દુ:ખ આવી પડેલું હિંદીઓએ લેખ્યું; પણ તેથી કશીએ નિરાશા આવવી નહિ જોઇએ એમ જણાવીને દાદાભાઇએ વલાતનાં "ઇન્ડીયા" નામનાં પત્રમાં તાબડતોબ નિચલો સંદેશો લખી વાલ્યો. તેમનો મુદ્રાલેખ, તેવણ વદે છે તેમ, સબુરી અને ખંતનોજ હતો।

**In my public and private life I have had like every human effort, my successes and failures.**

But I have, I may say, never been either unduly elated by any success, or depressed by any failure. In such a general wreck of the Liberal party I have suffered as one of them. But the only policy upon which I have acted through life-the policy of "Go on, with patience and perseverence," whether successful or unsuccessful in any good cause-is the one upon which I shall act now as ever before. As long as I have the health and opportunity of serving my country, I shall continue to do so. This is the last work of my life, and I intend to go on with it. My countrymen in India need not be in any way discouraged by my defeat.

યાને,–મારી જાહેર તેમજ ખાનગી જીંદગી દરમ્યાન બીજાઓના બાગમાં બને છે તેમ મારે માથેથી તરેહવાર ફતેહના મોજા તથા તરેહવાર મુશ્કેલીના વંટોળીયા પસાર થઇ ગયા છે. પણ મને કહેવા દેશો કે, કોઇબી જીતથી હું કદી નાહક ફુલાયો નથી, યા હારથી મારી હિંમત હારી બેઠો નથી. લિબરલ પાર્ટિ પોતે સાધારણ રીતે પડી ભાંગી છે, એટલે તેમાં મને પણ એકંદરે ખમવું પડયું છે. હાર મળે કે જીત થાય, તથાપી ધિરજ અને ખંતથી ભલાં કામમાં આગળ વધવાનો જે એકજ નેક નિયમ મારી આંખો સમક્ષ હું રાખતો આવ્યો છું, તેજ નિયમ હવે પછી પણ હરોલમાં ધરીશ.

મારી તનદરોસ્તી જળવાઇ રહેશે અને મને ટક ગળતી રહેશે ત્યાં સુધી હું મારા દેશની સેવા બજાવતો રહીશ. મારી જીંદગીનું આખર કામ હવે એજ રહ્યું છે, અને તે અદા કરવાનો હું ચાલુ પ્રયત્ન કરીશ. હિંદના મારા દેશીભાઇઓએ મારી હારનો જરાએ ગમ ખાવો ઘટતો નથી.

દાદાભાઈ વખ્તોવખ્ત પોતાના દેશબંધુઓ જોગ પયગામ બાહેર પાડીને પોતાની લડત સાચવતથી, હિંમતથી, ખંતથી, પ્રમાણિકપણાંથી, નેક નિષ્ટાથી, અંગત ભોગ આપીને ચાલુ રાખવાનો તેમને આગ્રહ કરતા રહ્યા હતા. મુશ્કેલીઓથી ધૈર્ય નહિ ખોઇ દેવાને, નડતરોથી નાસિપાસ નહિ થવાને. અને સત્તાવાળાઓ તરફની ઠંડી લાગણીથી ઉશ્કેરાઇ નહિ જવાને, તેવણ સલાહ આપતા હતા. તે શિખ, આપણે આશા રાખ્યે છિયે કે, દેશભક્તો પોતાનાં હૃદયમાં કોતરી રાખશે. દાદાભાઈએ રાજકીય ઝુંબેશમાં, કેળવણી કે સંસાર સુધારાની છકરમાં, આશા નિરાશા ઘણી જોઇ; પણ તેવણ પોતાની મુકરર રૂઢીને વળગી રહ્યા. તે રૂઢી રાસ્તીની લડતની હતી. તેનો પાયો મનશની, ગવશની, ને કુનશની ઉપર રચાયો હતો, અને સિતેર વર્ષની ચાલુ ટક્કર દરમ્યાન અનેકવાર નાઉમેદીના ખડક સાથ અઠડવા છતાં સલામત કિનારે ઉતરવાનો બળવાન ઠરાવ સહિત તેવણે પોતાનો પ્રયત્ન નિભાવી રાખી સફળતા મેળવી. લૉર્ડ સૅાલ્સબરીએ આ ધરાની બ્લુ લોહિવાળા અયોરનાનને કાળા આદમી ચિતાર્યા હતા, તે પોતાના ભલા વિચાર, વચન, અને વર્તનથી ઉજળાં કૃત્યો કરીને આ પ્રમાણે થયા ધોળા નુરાની નર ! હિંદનું ભવિષ્ય ખુદ હિંદીવાનોના

હાથમાં છે! તેઓ સાથે જોડાઇને ખરા ઉત્સાહથી, એકદીલીથી, એક મતીથી, મધ્યમપણાથી, ભલા વિચારથી, બ્રીટીશ રાજઅમલ તરફની અડગ વફાદારી સાથ આગળ વધશે તો, તેમની વાજબી અભિલાશાઓ તથા માગણીઓને જરૂર ફતેહ મળશે, અને ઉદાર વૃત્તિની હકઇનસાફી રાજકર્તી પ્રજા તેમને ઘટતી મદદ આપવામાં હરગેજ પછાત પડશે નહિ. એવા દુરઅંદેશ સ્યાણા સપુતોજ સ્વદેશને સાચ્ચા નિવડવાનો યશ મેળવશે, ને તેઓપર દાદાન રૂહનો નેક નેગેહબાની નક્કી રહેશે!

દાદા હતા ગરીબ બંદા, હતા ખાકી ઇનસાન;
બુધ્ધિ નીતિ ને ખંતથી, પામ્યા કીર્તિ ઇજ્જત માન.

ઘડો હવો ઓ હિંદ પુતો, ધરો દાદાની રીત;
કરો ઉન્નતી દેશની, રાખી પરસ્પર પ્રીત.

સત્યાગ્રહ બૉયકોટ બકવાએ, કદી ન સરશે કામ;
કુશળ કાર્ય ને વિવેકથી, દિપાવો દાદા નામ!

* * *

## સત્યવકતા સદા સુખી:—

The antique Persians taught three useful things,
To draw the bow, to ride, and speak the truth.
This was the mode of Cyrus, best of kings—
A mode adopted since by modern youth.

(*Don Jean.*)

Herodotus tells us, in the first book of his history, that, from the age of five years to that of twenty, the ancient Persians instructed their children only in three things, viz–to manage a horse, to shoot dexterously with the bow, and *to speak the truth.* Which shows of how much importance they thought it to fix this virtuous habit on the minds of youth betimes.

(*Rev. Charles Buck.*)

આ લેખો ઉપરથી જણાય છે કે મહાન શહેનશાહ સાયરસના વખ્તથી અસલી ઇરાની બેરાદરો બાળકોને જે અગતજોગી તાલિમ આપતા હતા, અને જે હાલના જમાનામાં પણ એક રેવાજ દાખલ ઘણીક ગમ ચાલુ રહેલી માલમ પડે છે, તેમાં નિશાનબાજી, ઘોડેસ્વારી તથા સચ્ચાઇ એ ત્રણ તાલિમ મુખ્ય જગા રોકે છે. સચ્ચાઇનો કોલ બાળકો કેવો કિમતી લેખતા હતા તે આ ઉપરથી સિદ્ધ થાય છે. એક વેળા કોઈ ગરીબ ઇરાની માતાએ અપોતી અજલ આવી પુગેલી ધારી પોતાના એકપુરા સપુતને મોતનાં બિછાનાં નજદીક તેડી મંગાવી તે નાજુક હાથમાં વારસા દાખલ ચાલિસ દિનાર સોંપતાં કદિ જૂઠું ન બોલવાના તેને સોગન ખવાડી મમતાળુ આશિષો દિધા. બાદ તે દાદારની દરબારમાં રવાના થઈ. માતાની લાશ ઠેકાણે પાડવા પછી બેટો પોતાના બે ત્રણ સોબતીઓ સાથે પેલા સિક્કા સહિત ઘરે પાછો ફરવા જાય છે કે માર્ગમાં

લુટારાઓની એક મોટી ટોળી મળી. તે મધેના એક જણે કરેલા સવાલનો "મારી ગાંથે ચાલિસ દિનાર બાંધેલા છે" એવો બાળકે જવાબ દિધો. તે આ શબ્દો બોલી મશ્કરી કરે છે એવું સમજી લુટારો હસી પડયો. પછી બીજાએ પણ તેજ પ્રશ્ન પુછયો, અને બાળકે ફરી એવોજ ઉત્તર વાલ્યો. સેવટે તે લુટારાઓના વડા સરદારે બાળકને પોતાની સનમુખ બોલાવી ખરો ખુલાસો ચાહ્યો. બાળકે બાપુકાર જણાવ્યું કે, "તારા ગોઠિયાઓને હું અત્યાર આગમચ કહિ ચૂકો છું કે મારી ગાંથે ચાલિસ દિનાર બાંધેલા છે." આ ઉપરથી સુ સરો દારે બાળકની ઝંડતી લેવાનો હુકમ કર્યો, અને એટલા પૈસા ખરેખર હાથ આવ્યા. સરદારે અજાયબીનો આંચકો ખાઈ બાળકને પુછયું, "અમારા સઃ જેવા આદમીઓ આગળ પૈસા હોવાની હકિકત જાહેર કરવાની તેં હિમ્મતજ કેમ કરી?" બાળકે જવાબ દિધો, "મારી માનવંત માવતર સનમુખ જુઠું નહિ બોલવાના મેં સપત લીધા હતા, અને ત ઉપર પાણી ફેરવી માતાનાં નામને લાછન લગાડવા હું ચાહતો નથી." સરદાર શર્મિંદો થઇ બોલ્યો, "અય બાળક, તારી માતા પ્રત્યેની ફર્જ તું એવી ઉમદા રવેશે અદા કરે છે ત્યારે મને ખચિત લજવાવા જેવું છે જે તે પાક પરવર કે જેના પ્રત્યેની ફર્જ બજા લાવવાની મને ઘણી જરૂર છે તે હજી મેં અદા કરી નથી, પણ સામો આ હિનપસ્તી ભર્યો ધંધો હાથ ધરી બેઠો છું. તારો નિર્દોષ પવિત્ર હાથ મને આપ જેપર હું પસ્તાવાના સોગન લઉં." બાળકે પોતાનો હાથ આ મુજબ આગળ ધરવા પછી એકવારના પાપી સરદારે તેપર બોસો લઇ પાક પશ્ચાતાપ કિધો. આ હૃદયભેદક દેખાવે તેના ફર્માનબરદારોપર ન્યારી અસર ઉત્પન્ન કીધી. તેઓએ પણ બાળકના હાથપર ચુંબન કરી

પોતાના સરદાર તરફ નજર ફેંકી મોટા અવાજે આ મુજબ દુવા ચાહી:—"અત્યાર સુધી અમારા ગુનાહનો તું ગુરૂ હતો, હવે આજથી અમારા સદ્દગુણોનો તું સપેહસાલાર થા."

રેવરંડ જોન મિલન, જરથોસ્તીઓનું વચન કેવું વજનદાર ગણાતું હતું તે માટે જણાવે છે કે:—

The religious law reckoned severely with the breakers of an engagement. The Persians were very slow to take an oath; but the pledge of a Persian's hand was like the Olympian oath by the Styx.

કોલ તોડનારાઓને દિની કાયદાની રૂએ સખ્ત સજા થતી હતી. સોગન ખાવામાં ઇરાનીઓ ઘણાજ ધિમા હતા; પણ ઇરાની-ઓના હાથનું વચન સ્ટાઇક્ષના ઓલિમપ્યન સોગન માફક મક્કમ હતું.

**દોહરો.**

સાચ્ચાં મનથી સાચ્ચું બોલી, સાચ્ચાં કામ કરો અનમોલી;
એ ત્રણ શિખ સાચ્ચી દેનારો, જરથોસ્તી છે મજહબ અમારો.

* * *

## સારી બુરી ચિજો:-

સુખ્યારૂં ઘર, પતિવ્રતા ઔરત, સકમાઇની દૌલત, અને સતધર્મિ સખાવત, એ ચાર ચિજો કોઇબી શખ્સની કીર્તિ તથા નેકનામી અને રાહત તથા ફરાગત સાચવવાને ઘણીજ ઉત્તમ છે. મોટું કુટુંબ,

નાની આવક, દગલબાજ દોસ્ત, અને બદલક્ષણુ ઓરત, એ ચાર ચિજો કોઇબી શખ્સના હકમાં ઘણીજ નઠારી અને નુકસાનકારક છે. ઘડપણની નબળાઇ સાથે એકાંતવાસી હાલત, માંદગીના ગમ સાથે નિર્ધનતાની ચિંતા, તેમજ સુજેલા દર્દી પગ સાથે લાંબા તફાવતનો રસ્તો, એ કોઇબી પહેલવાન જેવા શખ્સની કમ્મર અને હિમ્મત તોડી નાખે તેવી મહા મુસિબત અને મુશ્કેલી છે. જઇફીએ પહોંચેલું શરિર, જર જવેરાત તથા વસ્ત્રના શણગારથી જુવાન થઈ શકતું નથી, દોલત પછવાડે દિલ લગાડેલું રાખવાથી દોલત મળતી નથી, અને ઘણી દવા ખાધાથી બદન આસુદું કરીને ખરી તનદરોસ્તી ભોગવી શકાતી નથી.

*　　　*　　　*

## જ્ઞાનપર અકકલની ઓસ્તવારીઃ—

Knowledge and wisdom far from being one,
Have oft–times no connection.

(*W. Cowper.*)

માણુસ જાતમાં અકકલ અને જ્ઞાનનાં બે જુદાં તત્વો હોય છે. જ્ઞાન લેવાથી માણુસ કેળવાય છે, પણ અકકલ લેતું નથી. જ્ઞાન અકકલનો ઉપયોગ કરી શકતું નથી, પણ અકકલ જ્ઞાનનો ઉપયોગ કરી શકે છે. જ્ઞાનને તાબે અકકલ નથી, લેકિન અકકલને તાબે જ્ઞાન છે. હજાર વિદ્યા હુન્નરની ચોપડીઓ જ્ઞાનને વિચારવંત કરતું નથી, તેટલું થોડી અકકલ થોડાં જ્ઞાનને વધારે વિચારવંત કરે છે. કહેવત છે કે, એક રતલ જ્ઞાન પાછળ દશ રતલ સાધારણું અકકલ

જોઇએ છે. (*One pound of learning requires ten of common sense.*) પેલા ભણી પેસ પડી ગયલા મેહોમેદન યુવકની વાત વાંચનાર ભુલી ગયા હશે નહિ. એક વેળા તેને પુછ-વામાં આવ્યું કે, "ભાઇ અક્કલ બડી કે ભેંસ?" હવે ખુદ ભાઇનીજ અક્કલ અભડાઇપર ઓળવાયલી એટલે તરતજ ભમરડો ગુમાવી તેણે પાડાને વડપણ આપ્યું.

એક કંજુસે પોતાના દોસ્તને કહ્યું, "મારી પાસે વિસ હજાર રૂપ્યા છે જે હું જંગલમાં દાટવા ચાહું છું, મગર આ વાત આપણા વચ્ચે બિલકુલ ખાનગી રહેવી જોઇએ." દોસ્તે તેની ખાતરી આપી. તેઓ ગામ બાહેર જઇ મજકુર રકમ એક ઝાડ નિચે દાટી આવ્યા. થોડા દિવસ બાદ કંજુસ ત્યાં આગળ જઇ તપાસ ચલાવે છે તો, રૂપ્યાના પગ થઇ ગયલા જણાયા. આ બદમાશી પેલા દોસ્તની હોવાનું તેણે નકકી ધાર્યું. પાધરૂં પુછવા જતાં, તે પોતાનો ગુનાહ કબુલ નહિ કરે એવું માનીને, તેણે એક યુકિત રચી. બીજે, દહાડે તે તેનાં મકાને ગયો, અને આગળીજ જગ્યાએ થોડી વધુ પુંજી સંટાડવાની પોતાની મંછા જાહેર કીધી. બંનેએ તે બાજુએ વળતે દિને સાથે જવાની ગોઠવણ થઇ. લોભને થોભ નથીજ! તે દોસ્ત વધુ હાથ મારવાની આશામાં પોતે જે રકમ રમાડી લાવ્યો હતો તે અસલ સ્થળે તુરત ફરી દાટી આવ્યો. બાહરવણે નકકી કરી રાખ-વામાં આવેલા વખ્ત અગાઉ કંજુસ તે જગ્યાએ અકેલો જઇ પ્હોંચ્યો, અને પોતાની અક્કલમંદીથી ગયલો પૈસો પાછો હાથ કરવા પામ્યો.

છે ખુદાની બક્ષેશમાં અકકલ બહેતર,
દાનાઇના રાહથી તું અકકલજ ધર.
છે અકકલમાંજ ખરેખરી રેહનુમાઈ,
અકકલમાંજ ભરી છે ભલી દીલકુશાઇ.
ખુશીભર્યો નહિ જોશે તે તું જવાન,
અકકલ જેની કાળી ને રોશન રવાન.
અકકલથીજ બંને જગમાં રહેશે શાદમંદ,
દુતી અકકલ રાખે છે પગોને બંદ.
અકકલ છે ગોયા જીવની નેક આંખ,
એ આંખ વિના ન પામશે તું કેડે થાગ.
સદા તું વાપરજે અકકલને એ ભાઇ,
ના કરતો તેથી તું દીગર આસનાઇ.

*　　　*　　　*

## જરથોશ્તી જવાહિરો:—

જ્યારથી તુંને અય અહુરમઝદ ! દુનિઆની પેદાયશમાં મેં સૌથી ચઢતો જોયો છે, ત્યારથી મેં તુંને ખચિતજ આબાદી કરનાર ગણ્યો છે. પેદાયશના સૌથી સેવટના તબકકા સુધી તારી ઇનસાફી રીતિ મુજબ માણુસોને તેઓનાં કામ તેમજ વચન પ્રમાણે તું બદલો આપશે; તે એવી રીતે કે બુરા માણુસને બુરો નતિજો, તથા ભલા માણુસને નેક આશિર્વાદ !

જે કોઈ શખ્સ ખરેખરી પરહેજગારીથી ઉંડા ભકિતભાવની લાગણીઓ અહુરમઝદની સેવામાં હરહમેશાં અર્પણ કરે છે, તથા જે કાંઇ વાજબી તથા જે કાંઈ ગેરવાજબી હોય તે યાને ખરૂં ખોટું પિછાની શકે છે, તે ધણી ઉપર અહુરમઝદ પોતાની સર્વજ્ઞાની અશોઇથી મોહબત રાખશે.

અય અહુરમઝદ ! તુંને ખચિતજ આબાદી કરનાર મેં ગણ્યો, જ્યારે તારો પેગામ લાવનાર સરોશ યઝદ ભલામણ સાથે મારી નજદીક આવ્યો તથા બાહોશાથી મને સમજાવ્યું કે સંતોષી સ્વભાવ સૌથી સરસ ચિજ છે.

(ઉસ્તવદ ગાથા.)

અય ધણોજ વૃદ્ધિ કરનાર તથા બંદગીનો બદલો ભલી ન્યામતમાં આપનાર મિનો અહુરમઝદ ! મને તું પવિત્ર કર. મારી પાક નૈયતને લીધે રાસ્ત રાહે ચાલવાનું મકકમપણું તું મને આપ, મારી અશોઇને લીધે મને હિમતવાળું જોર બક્ષ, તથા મારી નેક મનસ્નીને લીધે અશોઇના માર્ગ ઉપર આબાદી ફેલાવનાર રાહબર બનાવ.

જે શખ્સ પોતાની મિનોઇ લાગણીથી તથા પોતાનાં કામોથી અહુરમઝદનો દોસ્ત થાય છે, તે શખ્સમાં ભલી ઓસ્તવારી અને અમરપણાંની આબાદી થવાથી, અહુરમઝદ ખુદ પોતાની ખુશીથીજ તે શખ્સને અશોઇની તથા પવિત્ર હકુમતની સરદારી તથા ભલાં મનનું સુખ આપ્યો જશે.

પ્રમાણિકપણાંથી જીંદગી ગુજારનારને તેમજ બુરા લોકોની વચ્ચે વસ્તા ભલા ઉદ્યોગમાં મચેલા માણસને કદી હાની પહોંચી શકે નહિ.

તારે લાયકના ઊંડા ભક્તિભાવથી તથા તારી કીર્તિ ગાનારાઓનાં ઇશ્વરી ગાયન મારફતે અય અહુરમઝદ! હું તારી નજદીક પ્હોંચું.

અશો જરથોસ્ત પોતાના તનનો જાન તથા નેક મનશ્નીની ઉતમતા અહુરમઝદને માટે હદિયા કરે છે.

(અહુનવદ ગાથા)

*　　　*　　　*

## હસતાં ઘર વસતાં:-

Cheerfulness is the best of good company, for it adorns its wearer more than rubies and diamonds set in gold. It costs nothing and is yet invaluable; for it blesses the possessor and springs up into abundant happiness into the bosom of others. Cheerfulness is the beauty of the mind, and like personal beauty it wins almost everything else. Yet it never grows old, and there is nothing more beautiful than cheerfulness in an old face.

*(Samuel Smiles.)*

ખુશમિજાજ એ આપણો સર્વોત્તમ સાથી છે, કારણ તે ધરાવનાર શખ્સ સોનાગાં જડેલાં માણેક અને હિરા કરતાં વધુ ભપકામાં દિપી રહે છે. આ ગુણ સંપાદન કરવા કાજે કાંઇ પૈસા પડતા નથી,

છતાં તે અમુલ્ય છે; સબબ તે ધરાવનાર શખ્સ પોતે સુખ પામે છે, એટલુંજ નહિ પણ, તેનો લહેરી સ્વભાવ બીજાઓનાં દિલમાં પણ અનહદ ખુશાલી ઉત્પન્ન કરવાને કામ લાગે છે. ખુશમિજાજી એ મનની ખુબસુરતી છે, અને શરિરની ખુબસુરતી માફક તે દરેકનું મન હરી લે છે. શરિરની ખુબસુરતી બુઢાપામાં કર્માઇ જાય છે પરંતુ મનની ખુબસુરતીના બાબમાં એવું નથી, અને ઘરડા ચહેરા ઉપર ખુશમિજાજીનો છાપ જળવાઇ રહે તેના જેવી ખરી ખુબસુરતી બીજી કાંઇ નથી.

એક ઘાટમદાર ચહેરો હોય પણ તે ઊપર ગુસ્સાની કદરૂપી લીટિઓ આડીઅવળી બેસી ગઇ હોય, મરડાટથી નેણુ હમેશ ચઢેલાં હોય, મિજાજમાં ટિચકું ઉંચકાયલું રહેતું હોય, ને 'હું સરસ' ના મુગા ફાંકાથી ડોકી ખડી ને ખડીજ રહેતી હોય, તે દેખાવ કરતા એક સાધારણ ચહેરો નમ્રતાથી છવાઇ રહેલા સુર્ખિદાર કલ્લા સાથનો હોય, મિઠી શાંતિમાં ખિમું હસાતું હોય, આંખોમાં દયા અને મિઠાશ જણાતો હોય ને 'હું નરસ'ના છુપા ઇશારાથી ડોક નમનતાઇથી નમાયલી હોય તો કોણ તે ચહેરાને નહિ વખાણે ? ખુશમિજાજી સ્વભાવ તથા પાચનક્રિયા વચ્ચે કેટલો ઘાડો સંબંધ છે, તે ઘણા થોડાઓ સમજે છે. "હસો અને જાડા થાઓ" એવી ઇંગ્રેજી કહેવતમાં વિદ્યા અને તબીબી કાનુનો તપાસતાં ઘણી સચ્ચાઇ છે. ખુશમિજાજી અને આનંદી સ્વભાવના એ ત્રણ દોસ્તો સાથે ખાણું લેતાં, ખોરાકનો મોટો જથો દારૂ યા બીજાં કોઇપણ પીણાં વિના કેટલો ઝડપથી પચાવી શકે છે તેની ઘણા થોડાઓને ખબર છે. તબીબી વિદ્યાએ નોંધેલા દાખલા-ઉપરથી જણાય છે કે, એક માણુસ એકલો અને તદન મુગો બેસીને

જેટલો ખોરાક પચાવવાને શક્તિવાન છે, તે કરતાં ત્રણગણો ખોરાક પોતાના દોસ્ત અને મિત્રોની ખુશ વાતચિત સાથે ખાણું લેવાથી તે પચાવી શકે છે. એક ભણેલો તબીબ પોતાના બહોળા અનુભવના આધારે જણાવે છે કે, દર્દો અને રોગોનો સર્વેથી મોટો શત્રુ ખુશ-મિજાજ છે. ખુશમિજાજે એકવાર જોરમાં હસી પડવાથી જે સુધારો તબિયતમાં થવા પામે છે, તે આખી દુનિઆની સઘળી દવાઇઓ અને ગોળીઓ કરવાને અશક્ત હોય છે. એક માણસ ખુશીમાં આવીને બેઅખત્યાર હસી પડે છે તો તેનાં બદનનું લોહી એટલી ઝડપમાં દોડે છે, તેનું કલેજું એવાં તો જોરથી કામે લાગી જાય છે, અને હૈયું એટલા તો ઉમંગથી રીતસર ધપકવા માંડે છે કે તેમ કોઇપણ ઉપાય અથવા દવા કરી શકે નહિ.

હસવું છે માનવને જગમાં જરૂર,
હસવા વિના રહ્યો કોણ હશે કરૂર?
હસવું ને હાસ્યની અગત મોટી,
'હસતાં ગામ વસતાં' શું કહેવત ખોટી?
હસવું છે સફળ, તો સફળ અવતાર,
હસીનેજ, પરવર! થાય "બાની" ફરાર!

*   *   *

## ઇશ્વર પાધરો તો વેરી આંધળો:—

જીતને તારે ગગનમેં, ઉતને શત્રુ હોય;
કૃપા હોય શ્રી રામકી, બાલ ઉખાડે ન કોય.

આકાશપરના અસંખ્ય તારા જેટલા દુશ્મનો હોય, છતાં ખુદ ખુદા જેનો નેગેહબાન, તેના એક બાલને પણ કોઇ ઇજા પ્હોંચાડી શકનાર નથી.

સને ૧૯૧૯ના સાલના જુલાઇ માસની શરૂઆતમાં અફગાનિસ્તાનના અમિર અમાનુલ્લાનું ખુન કરવાની કોશેશ થઇ હતી. કાબુલની ઉત્તરે પોતાના એક મહેલમાં અમિર તે વખ્તે રહેતા હતા. એક દિને તેવણ પોતાના રસાલા સાથે ઘોડેસ્વાર ફરવા નિકળ્યા ત્યારે કાબુલ રેજીમેંટના બે સેપાહોએ વિસ વારને છેટેથી તેવણ તરફ બંદુકની એકેક ગોળી છોડી. એક ગોળી છટકી ગઇ, અને બીજી તેવણના 'રાઇડીંગ બ્રિચિઝ"ને આબાદ લાગી તોએ તેવણ બિલકુલ બચી ગયા. બંને ઉપર અમિરે રહેમદીલી બતાવવાથી કાબુલના રહિશો ઉપર અમિર માટે સારી અસર થઈ.

સ્પેનના રાજા ૧૩ માં ઑલ્ફૉન્સો ઉપર ખુની હુમલાનો પ્રયાસ ત્રીજી વાર તા૦ ૧૩ મી એપ્રિલ સને ૧૯૧૩ ને દિને કરવામાં આવ્યો હતો. અને આ ત્રીજી વાર પણ તે નામદાર સ્હેજમાં બચી ગયા. તે નામદાર પોતાનાં પાયતખ્તના રસ્તામાંથી ઘોડેસ્વારી કરી જતા હતા તે વખ્તે ખુનીએ લોકોનાં ટોળાં વચ્ચેથી ધસી આવીને રાજાના ઘોડાની લગામ પકડી પોતાના ખિસામાંથી પિસ્ટોલ બાહેર કહાડી હતી. આથી રાજાએ તેને ખુની હુમલો કરનાર તરીકે પિછાની હેરતભરી રીતે પોતાના ઘોડાને એકદમ પાછળ હઠાવ્યો કે ઘોડાને ખભામાં એક ગોળી તરતજ લાગી. ખુનીના હાથમાંથી પોલિસ પિસ્ટોલ ઝુટાવી લે તે આગમજ તેણે રાજા તરફ બે વધુ "બાર" કર્યા જે વટિક વ્યર્થ ગયા. મૅડરિડના એક જાહેર લત્તામાં આવેલાં કોઇ

ઝાડ ઉપર કેટલાક દિવસ પહેલાં એક કાર્ડ ચિટકાવવામાં આવ્યો હતો. તેમાં એવું લખેલું હતું કે, સને (૧૯)૧૩ના ૧૩માં દિવસે ૧૩માં કલાકે ૧૩મો ઍાલ્ફૉન્સો માર્યો જશે. લોકો આ વિષે (અને ખાસ કરી તે ૧૩ના જગપ્રસિદ્ધ અપશુકનભર્યા આંકડા ઉપર) ઘણી ચર્ચા કરતા હતા; લેકિન પેલી કહેતી મુજબ, જગકર્તા રાખનાર ત્યાં દુશ્મન જખ મારે છે. મર્હુમ મિત્ર દાદી તારાપોરવાળા પણ સેવકના અભિપ્રાયને નિચલા શબ્દોમાં મળતા થાય છે.

### ઝુલના છંદ.

કુલ ગગનના, અહો! થાય શત્રુ અહો,
  હોય પણ જ્યાં મદદ મઝદ તારી!
લાખ આફત ટળે, ગુપ્ત મુકિત મળે,
  મુશ્કીલો સર્વે નાખી નિવારી.

* * *

## માટીનો માનવી:—

Few are thy days and full of woe,
O Man of Woman born!
Thy doom is written, "Dust thou art,
And shalt to dust return."

(*John Logan.*)

એ તું બાયડીજાતીને પેટે અવતરેલા આદમ! આ અવનિમાં તારા દિવસ ટુંકા અને હાડમારી હાંદેશાથી ભરપુર છે. તારી સરજત-

પર સેરો મારેલો છે કે, "તું માત્ર માટીરૂપ છે, અને આખરે માટી સાથેજ મળી જશે."

પારસીઓનાં પવિત્ર ધર્મ સ્થળોમાં બંદગી કરતી વખ્તે મોબેદ સાહેબો ચમચ ઉપર રખ્યા લાવી પુરતા આદરમાન સાથે તે ભણનાર સનમુખ ધરે છે તેનો અર્થ, તેની બારીકી, તથા તેની ફિલસુફી સમજવા માટે કવિની ઉપલી લીટિઓ પુરતી થઇ પડશે. સુખડનું ઝાડ પોતાનાં પુર બાહારમાં ઉભેલું હોય છે ત્યારે તે ખુબ સુવાસ ફેલાવે છે. તેને કાપવા છતાં તે પોતાનો પમરાત છોડતું નથી. આતશ ઉપર બળતાં પણ તે પોતાની તોખમ ઉપરજ જઇને પોતાની ખુશબો આપે છે, ને ખાકમાં મળવા આગમચ આસપાસની અપવિત્ર હવા સાફ કરે છે. શાબાશ! સુખડ કેવી સરસ પોતાની જાત દેખાડે છે? આપણી સામે ધરવામાં આવતી સુખડની આ રખ્યા આપણને ત્યારે બોધ દે છે કે, "ઓ માનવી! ચેત, ચેતીને ચાલ; હુંપણું ગરૂરી ગુમાની, ને મ્હારૂં-ત્હારૂં છોડી દઈને કમિનાપણું ધારણ કર! આ રખ્યાના દાખલા પ્રમાણે તારી નેકીનો પમરાત આ ફાની ને ક્ષણભંગુર દુનિઆમાં ફેલાવ, કારણ તુંને પણ ખાકમાં કોઇ દિવસ એમજ મળી જવું છે. માટે કાંઇ એવાં નેક કાર્યો કરી લે કે સુખડની માફક તેનો (નેક કાર્યોનો) સુવાસ અમ્મર રહી જાય." આવી સરસ ફિલસુફી રખ્યામાં સમાયલી છે, તોએ અકકડ અને તુંડાઇમાં ભરી રહેલા કેટલાકો તેને આંગળી પણ લગાડતા નથી કે રખેને સાબુથી સાફ કીધેલુ કપાળ ને સોના જેવાં કપડાં ખરડાઈ જાય!

## પીલુ-તાલ ખેમટા

માન માયાના કરનારા રે,
જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડિત પુરાણુ રે,
કોઇના અમ્મર છે લેખ લખાયા;
કાચી છે કાયા, આ માટીની માયા,
છે માટીના ખેલ બનાયા;
શાણા તો સમજી અલગ થયા પણ,
બાળક બિચારા લપટાયા રે-જરી૦
લાખોની પાંખો, ગઇ છે પિંખાઇ,
જેણે મુછપર લીંબું ઠરાયા;
કાળના કોહાડાથી કોણ બચ્યું છે,
ભલે રંક ભલે હોય મહારાજા રે-જરી૦
સંધ્યાના જેવા રંગ સોનેરી,
વંધ્યાને લાડ લડાયા;
જોબન ને તન ધન તેવાં સમજવાં,
પાણીમાંના પડછાયા રે-જરી૦

* * * *

### તકદીરનો તીરઃ—

જહાં આદમ તું જાએગા, ડગ આગે તકદીર;
તાકોત કાહાં ઇનસાનકી, ફીરા શકે વો તીર!

આ વચનોના ખરાપણાંની ખુબી, યુફ્રેતિસ નદી ઉપર આવેલાં ફીયાખત નામનાં ગામમાં થોડા વખ્તની વાતપર બનેલા બનાવપરથી સમજી શકાય છે. એવું જણાવવામાં આવે છે કે ઉપલાં ગામમાં એક મેહોમેદન પોતાના બે પુત્રો, જેઓ બંને પરણેલા હતા, તેમની સાથે રહેતો હતો. એક દિવસે તેણે પોતાના એક પુત્રને ઘઉંના આટાની ગુણ લાવવા અર્થે ગામડાંથી દુર આવેલી ચકકીપર મોકલ્યો. ચકકી બહુ આઘે હોવાથી, તેને પાછાં ફરતાં રાત વહી ગઇ. ઘરમાં આવતાંને વાર તે પોતાની સ્ત્રીના ઓરડામાં ગયો. બીજા હાથ ઉપર તેનો પિતા તથા ભાઇ તને એટલો જલદી પાછો ફરવાની વકી નહિ રાખના હોવાથી, ઘરમાં કોઇને દાખલ થયલો સાંભળી એવું સમજ્યા કે તે શખ્સ ગામમાં ગયલા પુત્રની સ્ત્રીનો કોઈ મિત્ર હશે, જે છુપો તેણીને મળવા આવ્યો હશે. તે ઉપરથી તેને મારી નાંખવા માટે બંને બાપ બેટા બંદુક લઇ પેલા છોકરાના ઓરડા તરફ ચાલ્યા. બાપ દરવાજાની બાહેર ચોકી કરવા ઉભો રહ્યો અને પોતાના પુત્રને અંદર મોકલ્યો. તેણે અંદર જતાંને વાર પોતાની ભાભી આગળ કોણ સુતું છે તે જોવા વિના તે તરફ ગોળી ફેંકી, જેથી તેનો નિર્દોષ ભાઇ બેભાન થઇ પડયો. મગર મરતી વેળા તેણે જે ચિસ પાડી તે તેના ભાઇએ તુરત ઓળખી કાઢવાથી પોતાના ભાઈનું ખુન કર્યું છે એવો ખિયાલ આવતાં તે દિવાના માણુસની માફક ઓરડાની બાહેર ધસી ગયો; પણ ત્યાં બીજી ભયંકર ભુલ થઇ. કમનસિબ પિતા જે દરવાજાની બાહેર બંદુક લઇ ચોકી કરતો હતો, તેણે પોતાના દીકરાને બાહેર ધસી આવતાં જોઇ એવી થાપ ખાધી કે પોતાના પુત્રની સ્ત્રીનો પેલો મિત્ર નહારી જવાની પેરવી કરે છે, જેથી તેણે તુરતજ ગોળી છોડી, અને પરિ-

ણામમાં આ બાકી રહેલો પુત્ર પણ સ્વર્ગે સિધાર્યો. પાછળથી એ અભાગ્ય પિતાને પોતાના માત્ર શક ઉપરથી કેવી ખાનાખરાબી થઇ હતી તેનું ભાન આવ્યું ત્યારે તેણે તુરતજ પોતાના પેટમાં છરી ભોકીને પોતાનો પ્યારો પ્રાણ તે કિરતારને સ્વાધિન કરી દીધો.

## કહેવતો.

તકદીર વિના તદબીર લૂલી.

Where luck is wanting, diligence is useless.

કિસમતકે લિખેકુ કોઇ ફિરા નહિ શકતા.

When fate meets you, can bushes stop it?

નસિબના બલ્યા, પકાવી ખિચડી, ને થઇ ગયા થલ્યા.

Will the writing written by Brahma fail?

ભાગ્યમાં નોંધાયલું ભુસનાર નથી.

Eyerything is fated, nothing depends on man.

## પદ.

જો કુઅક્ષ લિખા લિલાટમે, મિટ શકે ન કોય;<br>
રાવન સિતાકો હરે, રામ ભ્રષ્ટ દુઃખ સોય.

*    *    *

## ંકટમાં સબુરીઃ—

**બેત.**

બ હિંગામે સખ્તી મશૌ નાઉમીદ,
જ અબ્રે સીહે આબ બારદ સપીદ.

આફ્રત હાડમારીના હિંગામમાં તું હારી ના ખાનોઃ યાદ રાખ કાળાં વાદળાંમાંથીજ હમેશ નિર્મળ સફેદ પાણીનો વર્ષાદ વર્સે છે.

હરેક આદમીના ત્રણ પ્રકાર છે. કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ! નેચાં ને નબળાં લોક કાંઇએ કાય કરવા પહેલાં વિઘ્ન ને સંકટ આવી ાડવાની ધાસ્તીથી કોઈપણ સાહસ માથે લેવામાં પાછળ હઠી જાય છે. મધ્યમ વગના આદમીઓ કોઈ જોખમ સરપર લે છે ખરાં, પરંતુ ાડટર કે આફ્રત આવી પડી એટલે તેઓ હારી ખાય છે. મગર જે ઉત્તમ પ્રકારના માનવીઓ છે તેઓ દરેક કર્મ શુરૂ કરવા પહેલાં પુખ્ત વિચાર કરે છે. તેમાં કિસમ કિસમના સંકટો કાં ન આવે, ગમે એટલી નિરાશા કાં ન મળે, ચાહે એટલી હાર કાં ન પામે, તોપણ પોતાનું આરંભેલું કામ સંપુણ કરવા સિવાય તેઓ જંપીને બેસતા નથી. સબુરીથી દરેક કામમાં ફતેહ મળે છે. દુઃખના વખ્તમાં જે પોતાની સર્જતને તાબે થઈ આકરો ગાભરો બનતો નથી તેની આબાદીનો આફ્તાબ જરૂરજ પાછો ઉગે છે. બાહદુર ઇસમો આફ્તમાં પણ પોતાની હિમત કેવી રીતે ટકાવી રાખે છે ને ધિર ધરે છે તે જોઇએ. સને ૧૭૦૧ ની બારે લડાઇ વેળાએ સ્પેનિસ કોસ્ટા ઉપર એડમિરલ બેનબાઇના બંને પગ કપાઇ ગયા તોએ એક લાક-

ડાના થાંભલાને ટેકો લઈ તેણે આખી રાત શત્રુની હિલચાલ તપાસ્યા કીધી. તેને ઉંચકી લઇ જવામાં આવ્યો ત્યાં તૂલીક તે પોતાની લડાયક કળા આનંદથી ચલાવ્યો ગયો. હિંદુસ્થાનના પોર્ચુગિસ ગવર્નર આલ્બુકર્ક એકવાર દુશ્મન લશ્કરના મારાથી એટલો તો આજેજ થઈ ગયો હતો કે બીજો હોય તો લડાઇ સમાપ્ત પણ કરી દે. તેના પગ ઉડી જવા છતાં બારકસના સઢ ઉપર તે ચઢયો, ને પોતાને થતા ભારે દુઃખનો કોઈ આગળ કિંચિત ઇસારો પણ ન કરતાં, સઢ ઉપરથી પોતાની તરવાર ગુમાવીને તે પોતાના સાથીઓને લડ-વાને ઉશ્કેરવા લાગ્યો. સેવટે તેનો પ્રાણ ગયો ત્યારેજ સઢ ઉપરથી હેઠળ પટકાઇ પડયો. એક શખ્સ સમુદ્રના એક કિનારા ઉપર વાઘના પંજામાં સપડાઈ જમિનપર પડયો હતો. તેને જબરા જખ્મ થયા હતા, અને દવાદારૂ વગર તે પુષ્કળ અહેરાન થતો હતો. છતાં રડીને કકળાટ કરવાને બદલે તે બોલતો કે, "એ ઇશ્વર, શુક્ર છે ત્હારા કે મને આ મુસિબતમાં નાંખ્યો—નહિ કે કોઇ પાપના ગુના-હમા તેં મને ગિરફતાર કર્યો!" બુડાપેસ્ટની સુપ્રસિદ્ધ "નેશનલ કનઝરવેટરી ઓફ મ્યુઝિક"નો પ્રમુખ કાઉંટ ગેઝા ઝિચી પ્રથમ બહુ ગરીબ સ્થિતિમાં હતો. તે પોતાના મોટાં કુટુંબનું મહા મુસિબતે ગુજરાન ચલાવતો તેટલાં કાંઇ અકસમાતથી તેણે પોતાનો જમણો હાથ ગુમાવ્યો. તે ઘણાં મક્કમ મનનો હોવાથી આ ઉમેરાયલી આફતની તેણે લેશભાર પરવા ન કરી. તેણે ગાયનશાસ્ત્ર શિખવા માંડયું, અને ટુંક મુદતમાં તેણે મોટી નામના મેળવી. એક ચુનંદા પ્યાનિષ્ટ તરીકે સને ૧૮૬૬માં તેણે જાહેરમાં પ્રથમ દેખાવ દઇને એક હાથે તે વગાડવાની પોતાની ઉંચી

લાયકાતથી લોકોને છક કરી નાંખ્યાં. એટલી બધી વિખ્યાતી મેળવવા છતાં તે વધુ ઉંડા અભ્યાસમાં રોકાયો, ને ભલા ભલા ઉરતાદોના ભારી ગાયનો તે એક હાથે સ્હેલથી વગાડવા લાગ્યો. તેણે કેટલાક ઓપેરા પણ રચ્યા. અને ૧૮૯૧માં બુડાપેસ્ટની હંગેરીઅન ઓપેરાનો ડીરેકટર નેમાવા જેટલી કીર્તિની ટોંચે તે પુગ્યો. રજપુતને કસી જોવા માટે અફિમની ગોટી છે, ગવૈયાને કસી જોવા માટે રાગણી જીંજોટી છે, ગમારને કસી જોવા માટે ભાંગની ગોટી છે, તેમ માણુસને કસી જોવા કાજે મુસિબત એક અચ્છી કસોટી છે. જેઓ પોતાને મદદ કરે છે તેઓને માલેક સ્હાય થાય છે. (God helps those who help themselves.)

ધરે નહિ મરદને કે ગમથી ખાય હાર,
ધરે નહિ મરદને કે રડે જેમ નાર.
મરદ તેજ પુર દાનાવ કે આફત સોશે,
ગંજ તેનેજ મળશે જે રંજ જોશે.

*                    *                    *

## હાથની ઉપર હાથ:—

તુલસી કર પર કર કરો, કર તર કર ન કરો;
જે દિન કર તર કર કરો, ઓ દિન મરણુ કરો.

સખાવત કરતી વેળાએ એક ધર્મિ પુરૂષ પોતાનો હાથ કુદરતી રવેસે ઉપર રાખે છે, અને લાભ લેનાર વળતા અવેજમાં પોતાનો હાથ નિચે ઝિલે છે. આ સમજ આધારે કવિ કહે છે કે, ઓ તુલસી! કોઇના (કર) હાથની ઉપર તારો હાથ મૂંક, પણ તેથી ઉળટી રીતે

ના મૂક; જે કમબખ્ત દિવસે કોઈના હાથની નિચે હાથ મૂકવાનો તારો સમો આવે, યાને ભિખ માંગવાની હાલતમાં તું આવી પડે, ત્યારે આ અવનિમાંથી આખર થવું પ્રમાણ છે.

અકબર બાદશાહે એક વખ્ત બિરબલને પુછયું, "બિરબલ, કોઇ વસ્તુ બીજાને આપનારનો હાથ હમેશ ઉપર રહે છે, અને તે લેનારનો હાથ સદા હેઠળ રહે છે, એ ખરૂં છેની?" બિરબલે જવાબ દીધો, "નહિ નામવર, સ્હેજ ખોટું!" આ સાંભળી અકબર અચંબો પામ્યો ને ખફા થયો. બાદ બોલીદરાજ બિરબલ ઠંડે કલેજે બોલ્યો, "ખુદાવંદ, બીજાને તપકીર (*snuff*) આપનાર ઇસમનો હાથ બાખ- સુસ નિચે જાય છે, અને તપકીર લેનાર પોતાનો હાથ ઉપર ધરે છે." આ ઉત્તરથી અકબરના ગુસ્સાનો જુસ્સો નરમ પડયો, અને બિરબલની હાજરજવાબીના તેણે વખાણ કર્યાં.

*　　　*　　　*

## પરનારીની પ્રિતમાં પરનર પાયામાલ:—

વેશ્યાકે મિલેસો, કદર ઘટ જાય સબી;
શિખ માન મુર્ખ, મઝા યામે નહિ પાવેગો.
આતશ બિમારી સબ રોગ હોય યાહીસો;
બને નહિ જતન તું, પિછે પિછતાવેગો.
ઘર ઇમે બાળ દઈ, તોહી કિરતાર નહિ;
જાહી દુઃખ દેગો, સુખ તુંભી નહિ પાવેગો.
કહે કવિ ગંગ, સમજ ગંવાર મનમાંહી;
પુછે ભગવાન, જવાબ જાકો નહિ આવેગો.

વેશ્યાને ત્યાં પગ મુકનાર ઇસમ પોતાની તમામ આબરૂ ઇજ્જતની ધુળધાણી કરે છે. મુર્ખાઓએ શિખામણ લેવી ઘટે છે કે, વેશ્યાના સંગમાં કશી મોજમજા મળનાર નથી. વેશ્યાની યારી બદલ તરેહવાર ગર્મિના આજારોમાં માણસ સપડાય છે. તેના કશા ઉપાય કારગત લાગતા ન હોવાથી આયંદે બહુએ સંતાપ થાય છે. તેનું ઘર બળી જાય છે યાને તેનું તમામ સત્યાનાશ વળે છે, અને ઇશ્વર તેનાથી અળગ થાય છે. પોતાની સ્ત્રીને બેવફા થઇ તેને રંજીદા કરનાર કદી સુખી થવા પામતો નથી. એવા અપટોને ખુદાની જનાબમાં લાજવાબ ખડું રહેવું પડે છે.

સ્ત્રીનું સ્વરૂપ તે ભગવાનની અપાર લિલાનું એક રૂપ છે. હવે, ભગવાનની લિલા તો અણુ અણુ સૌંદર્યથી ભરેલી છે. ઘાસની તણખલી એક ઉંચકી જો તો શું કોમળ અને પ્રિય તે દીસે છે! ભૂમિ ઉપર પેટ ઘસી ચાલતી એક તુચ્છ કાળી કીટી પણ ઉપાડી જો કે કેવી કોમળ વદનની અને મોહક ચંચળતાભરી છે! તો પછી સ્ત્રી જે આ અવનિ ઉપર સર્વોતમ અવતાર છે તે મનહર કાંતિથી ભરી હોય તેમાં શું નવાઇ? પણ સ્ત્રીની કાંતિથી ચળિત થઇ પુરૂષે સ્ત્રી સાથ વ્યભિચાર કરવાનો નથી, પણ એ કાંતિના ઉત્પન્ન કરનાર પરમાત્માનું સ્તવન કરવું તેને ઘટે છે. વળી, રસ્તે કોઇનાં જવાહીર કાંકરાની પેઠે વેરાયલાં પડયાં હોય તોપણ જો એ જવાહીરનો ધણી નહિ તેને તે જવાહીર ઉંચકવાનો અધિકાર નથી. તેમ ભગવાનની લિલા તો સર્વત્ર પથરાયલી છે, પણ તેથી અઘટિત રીતે તેના ભોગી થવા મનુષ્યને અધિકાર નથી. જેમ કાગને કાં'કા, કોયલનું મીઠું ગાન નહિ; જેમ કરેણનું શીરને સંતાપ દેનાઇ પુષ્પ ભાતભાતનાં રંગથી રંગીલું બની શકે, પણ

ગુલાબની મનહર વાસનું તેમાં નામ નહિ; જેમ ગંદકીનું ભર્યું ખાબો ચીયું પોતાને સરોવર કે સાગર સમજે, પણ નિર્મળ જળભર્યું અગાધ વિસ્તારનું સરોવર ક્યાં અને મલિન ખાબોચીયું ક્યાં; તેમ વારાંગના (વેશ્યા)નો રકતપિતનો ભર્યો પ્રેમ ક્યાં અને શુશીલ શીયળ સાચવનાર સ્ત્રીનો સાગરથી વધુ વિશાળ અને નિર્મળ પ્રેમ ક્યાં?—વાનપ્રસ્થ.

વેશ્યાપણું જુનામાં જુની તવારીખોમાં પોતાનો દેખાવ દે છે. ક્રાઇસ્ટની આગમચ અઢારમાં સૈકામાં આ બદી યાહુદીઓમાં બહુ ફેલાયલી હતી. જેનેસિસના ૩૮(૨)બાબમાં આ વાત ખુલ્લી લખાયલી છે. મુસા પયગમબરે તેના અટકાવ માટે ચોક્કસ આજ્ઞાઓ બાહેર પાડી હતી. મોત સિવાય બીજી કશી શિક્ષા વેશ્યાપણાંની તે ફર્માવી ગયો નથી. તેના કાયદાઓ ફતેહમંદ ઉતર્યા નહિ. હીરોડોટસની તવારીખ ઉપરથી અનીતિના પ્રચારના ઘણા દાખલા મળે છે. કવિન્ટસ કર્ટીઅસ નામનો નવીશંદો લખી જાય છે કે, બેબીલોનની ચઢતીના વખ્તે ખાનદાની ઓરતો હદબહાર અનીતિવાન હતી. પહેલવી અર્દા-વિરાફનો ૬૨ મો બાબ આ મુજબ છે. "મેં એક ઓરતનું રવાન જોયું કે જે એક લોઢાના કાંસકા વડે પોતાની છાતી અને પેસ્તાન ઉપર જખમ કરતી હતી. મેં પુછ્યું કે—આ ઓરતે શું ગુનાહ કીધો કે એનું રવાન આવી ભારે સજા ખમે છે? સરોશ અશો અને આદર ઇઝિદે કહ્યું કે, આ તે પાપી ઓરતનું રવાન છે જેણે ગેતીમાં પોતાના ધણી અને ખાવંદને ધિકકાર્યો, અને પોતે દુષ્ટ હતી તેવીજ રહી, અને પોતાનું તન શણગારીને બેગાના મરદો પાસે ગેરકાયદે જતી હતી." વળી ૭૨માં બાબમાં લખ્યું છે કે, "મેં એક મરદનું

સ્વાન જોયું જેનું મગજ સાપો કરડીને ખાતા હતા, અને તેની બં
આંખોમાં સાપ અને કીડા ગલીચી કરતા હતા, અને તેની જબાન
ઉપર એક લોઢાંનો મેખ ઉગેલો હતો. મેં પુછ્યું કે, આ શખ્સે શુ
ગુનાહ કીધો કે એનું તન આવી ભારે સજા ખમે છે? સરોશ અશે
અને આદર ઇઝદે કહ્યું કે, આ એક પાપી મરદનું રવાન છે કે જેણે
ઘણી વખ્ત ગોલામબારની કીધી, અને બુરા હવસને લીધે પારકાઓની
સ્ત્રી સાથ આડો વહેવાર રાખ્યો, અને મીઠી જબાનથી બીજાઓની
સ્ત્રીઓને ફરેબ આપીને ફસાવી, અને તેઓના ખાવંદોથી જુદી રાખી.'

વેસ્યાની પ્રિતપર વિશ્વાસ રાખનાર છેવટે સજડ-ઠગાય છે. બુરી
હવસની મોહજાળમાં લપટાવલાઓને શરૂઆતમાં મજા લાગે છે, મગ
એજ મજા તેઓની જલદી કજા આણે છે. આપણે હવસ ઉપ
હાકમી ચલાવતા નથી તો, હવસ આપણા ઉપર સરફરાજી મેળવે છે
કામદેવના મારેલા લોકો ઉભા થવા પામતા નથી. તેઓનો હવસ હઠા
વેલો હઠતો નથી. વર્ષો તુલિક જંગલમાં જપતપ કરતા વૈરાગીઓ
એજ કામદેવ વસ કરી તેમના વૈરાગને ક્ષણવારમાં નષ્ટ કીધા છે
અને એક ઘડીનાં સુખ સારૂ તેઓએ પોતાનાં લાંબા કાળનાં ત
ગુમાવ્યાં છે. હવશી ઇચ્છાઓને જે પોતાના તાબામાં રાખે તે, એ
રાજા કરતાં વધુ નસિબદાર છે. આ બદીની બળા અજબ ગજબ ક
છે. એક વખત તેને આધિન થયા તો મરતાં છુટવી મહાલ છે. તેન
સંબંધમાં નિચલી લીટિઓ યાદ આવે છે.

Vice is a monster of so frightful mien:
As, to be hated, needs but to be seen.

Yet seen too oft, familiar with her face;
We first endure, then pity, then embrace.

કવિ પોપ બદીને એક ભયંકર સ્વરૂપવાળું પ્રાણી ચિતારે છે. આપણી સામે એક બહુ વહેંસી વિકાળ ચહેરાવાળું જાનવર આવી ઉભું રહેતાં પ્રથમ આપણે કમકમીને આંખ બંધ કરીશું. બાદ તે ખરેખર ધાસ્તી ઉપજાવનારૂં છે કે કેમ તેની ખાતરી કરવા ચુંચી ચશ્મે માજનું તપાસીશું. પછી જરા હિંમત પકડીને ઉંઘાડી આંખોએ તેને ધારીધારીને જોઇશું. બુરા હવસના બાબમાં પણ એમજ છે! પહેલાં તે બહુ ખરાબ ધારી લેવા છતાં શારીરીક સ્વભાવ આપણને લલચાવે છે. કાંઈ નહિ તો આપણાં મનમાં પાપી વિચાર પ્રવેશ થાય છે. વિચાર આપણને ગફલતમાં નાખીને બુરા માર્ગ તરફ દોરવે છે. તે માર્ગ તરછોડવાનો આપણે ગમે એટલો પ્રયત્ન કર્યે છતાં શયતાનનું જોર વિશેષ ફાવે છે. બદી આમ ચાલુ ઘરબાર માંડી રહેતી હોવાથી અંતઃકરણ ઝંખતું નરમ પડે છે, અને પાપ જેવું કાંઇ લાગતુ નથી. સદગુણ અને સાવચેતી (Virtue and Vigilance) કદી છુટાં ન પડતાં સદા સાથે રહે છે. ગુનાહ અને ગફલતી જુદાં પડે છે. ગુનાહનો હમશરીક ગફલતી છે. જરા ઠાપ ખાધી કે લાલચ જરૂર સામે આવી ઉભી રહેવાની! એટલા માટે સાવચેત રહેવાની ઘણી અગત છે જેથી વ્યભિચારના ભોગ થઇ પડાય નહિ. વ્યભિચારમાં ગિરફતાર થયલો આદમી પોતાની બરબાદી કરે છે એટલુંજ નહિ પણ તે પોતાની આસપાસનાઓને મહા મોહકાણનું મુળ થઇ પડે છે. "બોમ્બે સેનિટરી એસોસિએશન" તરફથી તા૦ ૬ ઠી માર્ચ ૧૯૧૭ ને દીને પ્રિન્સેસ સ્ટ્રીટ મધેનાં સેનીટરી ઇનસ્ટીટ્યુટમાં ગર્ભિને

લગતાં હરદોના અટકાવ કરવાના સવાલ સંબંધી સ્થાનિક તબીબોની બોલાવવામાં આવેલી કોનફરન્સમાં મુંબઇના પોલિસ સર્જયન ડોકટર પોવેલે જણાવ્યું હતું કે, આ દેશનાં બાળકોમાં બચપણથીજ જન્મતાં ની સાથે અંધાપો ફેલાવાનો રોગ લખોની સંખ્યામાં લાગુ પડે છે, અને તે મોટે ભાગે બાળકોની માતાઓમાં ફેલાયલા "સીફીલીસ"ના બુરા રોગને આભારી છે. આ પ્રમાણે માતાઓનું પાપ બાપડાં બચ્ચાંઓને નડે છે. રાવ બહાદુર મુકરજીએ છેલ્લી "ઇન્ડીઅન મેડિકલ કોનફ્રરન્સ" મધ્યે એક નિબંધ વાંચતાં એવી વાત વિદિત કરી હતી કે, આખાં બંગાલમાં સાત લાખ અપંગ બાળકો પોતાના માબાપને લાગુ પડેલા ઉપલા આજારનો ભોગ થઇ પડયાં હતાં. પરનારીની સંગતમાં પડેલા પુરૂષોને કબીરજી કહે છે કે—

નારી કાળી ઉજળી, નેક વિમારસી જોય;
સબકી ડારે ફંદમે, નાશ કરે સબ કોય.

પરનારી ઝેરી છુરી, મત લગાવો અંગ;
રાવનકે દસ શીર ગયે, પરનારીકે સંગ.

પરનારી પ્રત્યક્ષ છુરી, જાણે બિરલા કોય;
નાહિ પેટ માહિ મારીએ ગલ્ર સોનેકી હોય.

પરનારી એસી બુરી, જેસી લસનકી ધાન;
જો કોઇ ઇસકા સંગ કરે, પ્રગટ હોય નિદાન.

જેસા પ્રેમ પરનારીસે, ઐસા હરસે હોય;
સાઇયાંકે દરબારમેં પલ્લા ન પકરે કોય.

એક ભલો આદમી વમાસણુ કરી જોશે તો તેને માલમ પડશે કે, સ્ત્રી કાળી યા ગોરી હોય છતાં, તેની મોહમાયામાં લોકો એક-સરખા ફસીને ખસ્તેખુવહાર થાય છે. પારકી સ્ત્રીને ઝેરી તિક્ષણ ચાકુ સમાન લેખી, તેનો કોઇએ સ્પર્શ કરવો નહિ. ખુદ રાવન જેવાનાં દશ માથાં પરનારીની સંગતમાં ઉડી ગયાં. વિરલાઓ પરાઇ સ્ત્રીઓને છરીના જેવીજ સમજે છે. છરી સોનાની હોય તોએ, કોઇ તેને પોતાના પેટમાં મારતું નથી. ખાધેલા લસનનો કંપારી ઉપજાવનારો વાસ મોહ માટે બાહેર પડવા વિના રહેતો નથી તેમ, પરસ્ત્રી સાથ કુસંગ કરનાર આયદે ઉઘાડો પડીને પોતાનું સર્વસ્વ ખોહી બેસે છે. પરના-રીના પ્રેમમાં એક લંપટી જેટલો તલ્લીન થાય છે તેટલો પ્રેમ પરમેશ્વર પ્રત્યે તે ધરાવે તો, કાંઇએ અટકાવ અર્થાત અલવલ હાની વગર સુખરૂપ દાદારજી દરબારમાં તેનું જવું થાય.

## કુંડલીઆ.

નારી કાળી નાગણી, ડંસે રાખી ખાર,
મરણુ પમાડે માનુની, ધિકક ધિકક પરનાર.
ધિક્ક ધિક્ક પરનાર, આબરૂ કમી કરાવે,
કરી બહારથી પ્યાર, યારને જરૂર ફસાવે.
પરનારી ખારી ગણી, બણીએ ભુંડી નાર,
ડરીએ દેખી દુરથી, જરા ન જાણી સાર.
જરા ન જાણી સાર, જાર નવ કરીએ વીરા,
જશે ગાંઠનો ગર્થ, પિંડમાં પડશે કીડા.

પ-નરી પીડા કરે, હરે અંગનું જોમ,
નરનારી નિંદા કરે, ખરે બગાડે કામ.

ખરે બગાડે કામ, માનમાંથી નર જાશે,
અરે ફુંકીને યાર, અંગ ફાલી નિજ ખાશે,

બાશે ભવાની આમ, મનુષ્યને નાખે મારી,
ગુમાવે જગ જન્મ, નાગણી કાળી નારી.

જગતને જે જોઇએ છે તે નિચલી કિસમની નમુનેદાર પાકજાદ પરનારીઓ! દિનમહમદ ઇસાક નામનો એક મેહોમેદન મુંબઇ મધે મદનપુરામાં રહેતી પોતાનીજ જાતવાળી ફાતમાબાઇ નામની તેવીસ વર્ષની જવાન પરણેલી ઓરતને હાથે તા૦ ૩ જી જુન ૧૯૨૦ને દિને ભયંકર રીતે જખ્મી થયો હતો, તેણીની પડોશમાં તે રહેતો હતો. ઉપલા દિવસે મધરાતે તેણીને પોતાના ઓરડામાં એકલી સુતેલી જોઇને વ્યભિચાર કરવાના વિચારથી તે તેણીના કમરામાં ઘુસ્યો. બાઇપર નિચ હુમલો કરવા ગયો કે તરતજ તેણીએ પોતના જાતી બચાવ અર્થે અને હોરમત સાચવવા ખાતર તેને છરી ઘોંચી ઘાલી. પરિણામમાં બાહરવણે તે મરણ પામ્યો. હાઇ કોર્ટની ફોજદારી સેશન્સમાં તેણીની તપાસ ચાલતાં, નામદાર જડજ મી૦ સી. એચ. શિતલવડે તા૦ ૧૨મી જુલાઇને દિને તેણીને કાયદાનું પવિત્ર રક્ષણ આપી ઇજ્જત સાથ છોડી મુકી. આ મુકદમાએ સિદ્ધ કરી આપ્યું છે કે, એક નિરાધાર ઓરત ઉપર જાસ્તી ગુજારનાર મુજી જીવથી માર્યો જાય તોએ તે પાકદામન ઓરતને ફાંસીનું ક્રૂર લાકડું લટકાવી શકે નહિ. કોઇ બદમાશ લાજ લુટવાની કંગાળ કોશેશ કરે ત્યારે પોતાનાં સ્વમાન અર્થે તે ખુબખને

એક નિર્દોષ નાર ઠાર મારે તેવા કબસ સંજોગો વચ્ચે કોઈબી કાયદો તેણીને સજા કરવા તૈયાર નથી એવી પુરવારી અદાલતે આપીને નેકખસલત ઓરતોને બચાવની એક ઢાળ ગોયા એનાયત કરી છે. ફાતમાનો પતી મહમદ સીદીક ગેલમાં આવી ગાતો હોવો જોઇએ કે–

નાર જાકી પતીવ્રતા, વોહી શાદ જગમે.
શાદ જગમે, વોહી આબાદ જગમે.—નાર૦

નારી પતીવ્રતા જાકી, વાકો સ્વર્ગહય જીતેજી,
લબપે હોગી, ના ફિરયાદ જગમે.—નાર૦

પાઇ જો ગિવફ્રા નારી, જીતેજી નર્ક હય ભારી,
સમપત હો સારી, બરબાદ જગમે.—નાર૦

*                    *                    *

## અકબરને નસિહતની અસર:–

There are many things I could relate,
But fearing to be rude,
I will not tax your patience,
But briefly will conclude
With this advice, "Just act upright,
And no deception try;
Whate'er you do, do openly,
And not upon the sly."

(*Browning.*)

એવી ઘણીક બારીક બાબતો છે કે જેનું તમો આગળ હું બ્યાન કરી શકું, પણ બેઅદબ થઈ પડવાની બિહિકને લીધે તમારી સબુરીપર ત્રાપ ન મારતાં ટુંકમાં એટલીજ શિખામણ સાથ પ્રાર્થના કે, "તમો પ્રમાણિકપણે ચાલજો, અને દાવપેચ રમવાથી દુર રહેજો; જે કાર્યો તમો કરો તે કાવાબાજ નથી એવી મકસદથી તેને જાહેરાત આપજો."

"કાવ્ય વિનોદ"માં જણાવવા પ્રમાણે એક ફકિર, બાદશાહ અકબર આગળ આવી બોલ્યો કે, હજાર દાન પુન્ય. ભકિત અને ધર્મ કરવા કરતાં, કોઇનું દિલ, મન વચન અને કાયાથી ન દુઃખાવવું, તેના સખું ઉંચું પુન્ય બીજું નથી. કઇ બાદશાહ એ પ્રમાણે વર્તયા નથી, અને ચાલ્યા ગયા.

બેત.

આયેથે ઇસિ બાગમે, ખાલી દામનકો લે ગયે;
ખાક સરપર, દાધ દિલપર, સિના બિરયાં લે ગયે.

દુનિઆરૂપી આ બગીચામાં ઘણા માણસો આવ્યા, અને પુન્યની કમાઇ કર્યા વગર ખાલી ખોળો લઇને પાછા ગયા; (બાગમાંથી કાંઇ મેવો છેડા [દામન] માં બાંધ્યો નહિ.) જો કાંઇ લઇ ગયા તો સંસારની ધુળ માથાપર, અને મતલબ ન સરવાથી દિલપર દાધ, તથા બળેલી (બિરયાં) છાતી (સિના) સાથે પાછા ગયા.

આગળ ચાલતાં ફકિરે, હિંદુ-મુસલમાનોનો ભેદ કાઢી નાખી સમાન દ્રષ્ટિથી વર્તવાને બાદશાહને શિખામણ દીધી. આ સાંભળી અકબરનાં દિલપર મોટી અસર થઈ, અને દરબારીઓને કહ્યું, "મને

એવો રસ્તો બતાવો કે પ્રજાના દિલમાં મારા પ્રત્યેનો અપુર્વ પ્યાર વાસા કરે.” આથી પ્રથમ બિરબલ બોલ્યો, “મહારાજ! ફકિરનું કહેવું બરાબર છે. હિંદુ યા મુસલમાન, કીડી યા કુંજર (હાથી) સર્વે ખુદાના બંદા છે, માટે સમાન ભાવ રાખવો જોઇએ. જે બાદશાહ રૈયત રૈયતમાં ભેદ રાખે છે, તે ફના થાય છે. અન્યાય આપવો અને પક્ષ કરવો એ ખુલ્લી બેઇમાની છે.”

## શએર.

ન કરના પક્ષ કિસીકા, ન હોના બેઇમાન;
રખકે દિલમે ખોફ ખુદા, ખુશ કરના હર ઇન્સાન.

કોઇની તરફદારી કરવી નહિ, તેમજ પોતાના ધર્મથી આડા જઇ બેઇમાન થવું નહિ; અંતઃકરણમાં હમેશાં ઇશ્વરનો ડર રાખીને નાતજાતના ફરક વગર હરેક માણસને ખુશ કરવો.

આ પછી મુલ્લાં ફઇઝી બોલ્યો—

## શએર.

મત કર કિસીપે ઝબરદસ્તી, કિસીકા દિલ દુઃખાના નહિ;
અલ્લાને તુજકો શાહ કિયા, ફિર બેઇન્સાફ હો જાના નહિ.

કોઇપર જુલમ ગુજારવો નહિ, તેમજ કોઇનું દિલ રંજીદા કરવું નહિ; પરમેશ્વરે તુને શાહ બનાવ્યો છે, તો કદિ પણ તારે ખોટા ઇન્સાફ કરનારા થવું નહિ.

બાદ ખાનાનખાને લલકાવું—

પદ.

રહે મ્હોબત રૈયતસે જો, તુમ ટટોળો ગરીબો;
કાકલવો જીગર તુમ છોડો, વ અસલકો દેખો;
ઉસી દમ હોગી મ્હોબત, કરો જબ અદલ તુમ.

જો તમો રૈયતનો પ્યાર મેળવવા ચાહતા હો તો, પહેલાં ગરીબોને શોધી કાઢો; તેઓનાં કકળાત કરતાં જીગરનાં દુ:ખ દુર કરવાનો અસલ નિયમ અખત્યાર કરો; તમો ચોખ્ખો ન્યાય આપવા લાગશો કે આખી દુનિઆનો પ્યાર તમો સંપાદન કરશો.

હવે અબોલફ્ઝલે ઉમેર્યું—

ફારસિં.

મ બાશ દર પએ આઝાર હરચે ખાહી કુન;
કે દર શરીઅતે મા ગયર અઝ ઇન ગોનાહી નીસ્ત.

દેલ બે દસ્ત આવર કે હજજે અકબર અસ્ત;
અઝ હઝારાં કઅબે યક દેલ ખુશતર અસ્ત.

દુનિઆમાં તું ચાહે તે કર, પણ કોઇને દુ:ખ દેવાની કોશેષ કરતો નહિ; અમારી શરીઅત (ઇશ્વરી આજ્ઞા)માં આ કરતાં બીજો કોઇ મોટો ગુનાહ નથી. સામાનું દિલ હાથમાં લેવું યાને તે જીતી લેવું એ પુન્ય, હજ્જ—અકબર બરાબર છે; (નોંધ—મકકામાં મોટામાં મોટી હજનો દિવસ તા૦ ૯ ઝીલહજ્જ મહિનાનો હોય છે, પણ તેજ તારીખે શુકવાર તો ઘણે વર્ષે આવી જાય છે. ઝીલહજ્જ મહિનાની તા૦ ૯ મીને શુકવારે જે હજ થાય છે તેને હજ્જે અકબર કરીને

કહે છે.) એક માણુસનાં દિલને વધારે ખુશી કરવું તે હજારો મકકા શરિફની હજ કરવા કરતાં પણુ વધારે કિમતનું છે.

અબોલફઝલના સખુન–

ઉર્દુ.

ખુદા રહમ કરતા નહિ ઉસ શાહપર,
ન હો રહમો એન્સાફ જીસકે જેગરપર.

બી અદલીસે આફત પડે કિસ બશરપર,
પડે ગમકા સાયા ઉસી પાદશાહપર.

કરો મહેરબાની તુમ અહલે ઝમીપર,
ખુદા મહેરબાં હોગા અરશે બરીંપર.

જેનાં દિલમાં દયા અને ન્યાયબુદ્ધિ નથી, તેવા પાદશાહ ઉપર પરમેશ્વર પણુ દયા કરતો નથી. ગેરઇન્સાફથી કોઇ આદમી (બશર) પર આફત આવી પડે છે, તો તે જે રાજ્યમાં રહેતો હોય ત્યાંના તેવા અન્યાઇ પાદશાહપર હમેશાં દિલગીરીનો છાયો પડે છે. આ જમિન ઉપર રહેવાવાળા સર્વે જીવોની ઉપર તમો મહેરબાની કરો, તો ઇશ્વર સ્વર્ગનાં મકાન (અરશે બરીં) માં તમારીપર મહેરબાન રહેશે– તમોને સુખી કરશે.

દિવાન ટોડરમલ્લ આ મુજબ વદે છે–

પદ.

અય શાહ અદલ સબકા સબ રોજ કરીએ;
જીતને પ્રાણી હૈ એ ખુદાકે, સબીકે દુઃખકો હરીએ;
અદલ કમા કર નૌશીરવાંકા, ભવસાગરસે તરીએ;

ઇસ દુનિઆમે કો નહિ આપના, ઇસ્કો ચિતમે ધરીએ;
પક્ષ કરો મત રાય કિસીકા, ખોફ ખુદાસે ડરીએ.

ઓ પાદશાહ! બધાની સાથે હરહમેશ ન્યાયથી વર્તવું જોઇએ; જેટલાં પ્રાણીઓ છે તે સઘળાં સાહેબનાં પેદા કીધેલાં છે, માટે તે બધાનાં દુઃખ મટાડવાં જોઇએ; અસલી ઇરાની પાદશાહ નૌશીરવાનના જેવા અદલ ઇન્સાફી થવું જોઇએ, કે જેથી આ સંસાર સમુદ્ર તરીને મોક્ષ જવાય; આ દુનિઆમાં આપણી કોઇ ચિજ નથી, એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ; રાજા! (હિંદુ કે મુસલમાન) કોઇની જરાએ રૂખ રાખવી નહિ, તેથી ખુદા ખફા થશે એવો ડર દિલમાં હમેશાં રાખવો જોઇએ.

આ સઘળી સુંદર શિખામણ સાંભળી અકબર બાદશાહ બહુ ખુશી થયા, અને એવી નીતિ ધારણ કરવાને નિશ્ચય કર્યો. ફરી પુછ્યું કે, કોઇને આ સંબંધમાં વધુ કહેવું હોય તે બેલાશક સુખેથી કહેવું–હું હરગેજ ગુસ્સે થઇશ નહિ." આથી રાજા કોકલતાશ બોલ્યા–

પદ.

જો તુમ અદલસે કરો પાદશાહી, પ્રજાભી રહેગી સીરકો ઝુકાઈ;
પક્ષ કરો ન કિસીકા રાઈ, કાયમ રહેગી સદા પાદશાહી;
હઠ ધર્મકો ત્યાગોગે તુમ, રહોગે અમનસે સદાઇ.

જો આપ ન્યાયથી રાજ કરશો તો, આખી પ્રજા આપને સર ઝુકાવી નમીને ચાલશે; રાજા! કોઇનો પક્ષપાત કરવો નહિ, તોજ આપની બાદશાહી કાયમ રહેશે; મારો ધર્મ ખરો અને તારો ધર્મ ખોટો એવી નકામી હઠ આપ છોડશો તો, હમેશાં આનંદમાં રહેશો.

સેવટે સર્વેને શાબાશી આપી બાદશાહ બોલ્યાઃ–"ખુદા કુલ આલમનો પ્રભુ છે! મહારાજ યા મકાર એ સર્વેનો સરજનાર એજ એકલો છે!!"

*    *    *

## પ્રતની જીત-પ્યારમાં હારઃ–

પ્રેમ જુવાકે ખેલમે, અહમદ ઉલટી રીત;
જીતેહીકો હારીઓ, હારેહીકી જીત.

પ્રેમરૂપી જુગારની રમતમાં ઉંધી રીત હોય છે. પ્રેમને જે જીતેલો સમજે છે, તે પુરૂષને હારેલો ગણવો; અને જે પોતાને હારેલો સમજે છે, તેજ ધણી ખરેખરો જીતેલો છે.

પ્યારને ખાતર ઇન્સાને આ અવનિમાં શું નથી કર્યું? એજ અઢી અક્ષરી શબ્દને ખાતર હવે પછી તે શું નહિ કરશે તેનો કયાસ કરવો કઠણ છે. જ્યાં પ્યાર નહિ ત્યાં સુખ નહિ; જ્યાં પ્યાર નહિ ત્યાં સંસારસુખની આનંદિ સિકળ નાબુદ થયલી માલમ પડે છે. પ્રેમના જેવું બંધન બીજું કશું નથી. જેમકે ભમરો વાંસને વિંધી નાખે એવી તેની શકિત હોવા છતાં પ્રેમને વશ પડવાથી કમળમાં સાંજની વખ્તે બંધ થઇ ગયો હોય તોપણ તે કોમળ કમળની પાંદડી કાપીને બાહેર નિકળી શકતો નથી. એક પ્રિયા પોતાના ધારેલા પતીને કહે છે કે—

પ્રિતમ પ્યારે આપ બસોગે, સાત સમુદ્ર પાર;
વ્હાંભી ડુબત બુડત આઉં, હેત ન જાઉં હાર.

પ્યારનો એવો અથંગ પુરાવો મિસ ચિક નામની જ્યોર્જયાની એક શ્રિમંત ખુબસુરત કન્યા આપણુને પુરો પાડે છે. તે એક સારી ગુંજાસનાં ગ્રહસ્થ ઉપર મોહિ પડી હતી, પણુ તેણીનાં માબાપે ખાનદાની મગરૂરી વચ્ચે આણી તેની સાથે પરણુવાની પરવાનગી આપી નહિ. આથી બંનેએ ગુપચુપ ન્હાસી જવાનો ટાગડો રચ્યો; લેકિન એ વાત તેણીનાં માબાપને કાને પડી જવાથી સાવચેતી દાખલ તેને નગ્ન કરી એક ઓરડામાં પુરવામાં આવી. તેનો આશક મી૦ બુકેનન આ હકિકતથી વાકેફ થતાં મોટરકારમાં સિડી મૂકી તેના બંગલા આગળ એક રાત્રે હંકારી જઇ બારીમાં પથરા ફેંકવા લાગ્યો જેનો સાદ સાંભળી તે જાગી ઉઠી, અને બારીએથી બહુજ ધિમા અવાજે ઉત્તર વાળ્યો કે તે પોબારાં માપી જવા તૈયાર હતી. પણુ તેનાં આંગપર કપડાં હતાં નહિ. ઉપાયમાં મી૦ બુકનને અંદર એક ધાબળી નાખી, જે ઓઢીને તે બારી વાટે સિડી મારફતે નિચે ઉતરી. તેઓએ તે પછી પેલી મોટરકારમાં બેસી એક દેવળ તરફ હેર્યું લીધું જ્યાંના પાદરીએ બરી બામદાદમાં તેમના લગ્ન કર્યાં. બાદ આ બ્હાદુર બેટીએ એક ટેલિફોન મારફતે પોતાનાં માબાપને ખબર આપી કે તેઓ પરણ્યાં હતાં, અને જો તેઓ તેનાં વસ્ત્રો મોકુળી આપશે તો મોટી મહેરબાની થશે. આ સમાચાર સાંભળી બીજું કાંઈ પણુ કરવું અશકય માલમ પડતાં, માબાપે કપડાંની પેટીઓ તેના પર રવાના કરી. બદલામાં સહવારના નાસ્તો લેવા અગાઊ તે પોતાના ખાવિંદ સાથે બાપીકાં ઘરે જઈ તેમનાં ગુઠણે પડી, અને અસલ પ્રિતી પાછી સંપાદન કરવાને શુભાગ્યે સામર્થવાન થઇ. આવો ઉછાછળો અખત્રો આપણી હિંદી ઓરતો અજમાવવા જાય તો કેવી ગરમા-

ગરમ "બીરકોટ" ઝિળે ? દરેક પ્રજાની રહેણીકરણી અને વિચારઆચારમાં બ્હોળો ફેર રહે છે એટલુ અવશ્ય યાદ રાખવું ! એકજ કોમને લગતાં લયલા મજનુનો વચ્ચે થયલાં આવાં લગ્નો કરતાં, "પ્યાર ન જુવે જાત કજાત" વાળી અસલથી ચાલતી આવેલી કહેતીના કોઇ બનાવો ખચિત વધારે ધ્યાન ખેંચનારા થઇ પડે છે. રાણપુર જે અમદાવાદ જીલ્લામાં આવેલું છે ત્યાંનો એક ઉંચ કુળનો વાણ્યો થોડું કપર એક ખુબરૂ ભંગિયણ સાથે પ્યારમાં પડવાથી ભંગિ બની તેની સાથે પરણી બેઠો. મહાજનમાં આથી ભારે હોહાકાર થઇ રહ્યો, અને કલેકટર સુધી ફર્યાદ કરવામાં આવી કે એ ભગિયણે વાણ્યાને જાદુ કરી મુકયું છે માટે તેને દેશપાર કાઢવી! કલેકટર કુદરતી રીતે બાબતમાં કાંઇ દાદ લઇ શકયો નહિ. તેમ પેલા વાણ્યા–ભંગિએ લોકોના ટાણાટપલાથી જરાએ ડગમગ્યા વગર ન્યાત બાહેર રહિ પોતાની પ્રિયા સાથનો સંસારસંબંધ ચાલુ રાખ્યો. "બિગા બાંદા ને તંગરી ઉંચી" તેમ, આ વટલેલ તરફથી રૂપ્યા સો ઉજાણીના નહિ મળ્યા ત્યાં તુલિક પેલા ભંગિઓએ પણ પોતાની નાબિચી ન્યાતમાં તેને દાખલ કર્યો નહિ. આપણા નવરંગી પારસી આશકો આ વાણ્યા કરતાં બેશક ચઢ્યાતા ખવાસના, કોમાભિમાની, અને ધર્માભિમાની તો ખરા! સારાં કુળની જુદદીન ઓરતો સાથે શાદીના ગાંઠથી જોડાવા છતાં, તેઓ પારસી જરથોસ્તીઓ દાખલ પોતાને ઓળખાવવાનું ચાલુ રાખી પરાયો મઝ-જબ કવચિતજ અંગિકાર કરે છે–પછી મરને અન્જોમન તેઓની બાયડી અને બાળબચ્ચાંઓના કોમી હકઇલાકા નાકબુલ કરે!

આ વિષય સાથે અતલગનો સંબંધ ધરાવતું બીજું મથાળું "પ્યારમાં હાર" કરી છે, જે કેમ મળે છે તે હવે આપણે જોઇશું.

યુનાઇટેડ સ્ટેટ્સના મિસાસાવરી પરગણાંની છુટાછેડાની અદાલત (*Matrimonial Court*) માં મિસિસ ક્રેગ નામની એક બાઇએ પોતાના ધણીથી તલાક (*Divorce*) મેળવવાની અર્જ નોંધાવી, અને તેનાં કારણમાં જણાવ્યું કે તે તેના ધણીના અતી લાડથી કંટાળી ગઇ હતી. તેનો ધણી તેનો પડયો બોલ ઉંચકી લેતો તેથી તે તેને ઘણાં નબળાં મનનો લાગો હતો, અને એવો પોત્યાંદાસ ધણી તેને પસંદ ન હતો. આ સંબંધી પોતાનું બચાવનામું રજુ કરતાં મી૦ ક્રેગે કોર્ટને જણાવ્યું કે તેણે લાડ લડાવ્યો એમાં તેણે ભુલ કીધી તો ખરી, કારણ તેની બાયડીનો સાવકો બાપ તેને (સાવકી દીકરીને) સદા ત્રાસમાં રાખતો હતો, અને તેના બોલવાપર જરાએ ધ્યાન આપતો ન હતો. આથી લગન પછી થોડો વાર તો તેની બાયડીને તેની સોબત અજિઝ લાગતી હતી; પણ તે હવે કંટાળે છે અને આકનાં ઝાડ જેવો ધણી માગે છે તો, તે એક લાયક જગાપર એક જેવા ધણી સાથે તેણીને "ઇંટ્રાડયુસ" કરાવવાને ઇંતિજાર છે. યાને, લાડ લડાવવા બદલ તે હવે તેણીને કુંડીપાક, કેશરીપાક, મેઠીપાક અથવા લાડવા જે જોઇએ તે જમાડવા સરોચશમથી તૈયાર છે. ખુદા એવી Courtship, એવી ધણિયાણી, અને એવા ધણીથી સર્વને પનાહમાં રાખે!

* * *

## ૨૬ ગયલી રંજ—ફિરદોસી અને સ્પેનસરઃ—

### બેત.

ચુ ફેરદઉસી અંદર ઝમાનહ નબુદ,
બદ આન ખુદ કે બખ્તશ જવાનહ નબુદ.

આ જમાનામાં ફિરદોસી જેવો કવિ કોઇ હતોજ નહિ, મગર કસુર એટલીજ હતી કે તે ભાગ્યશાળી ન હતો.

પારસીઓના પુન્ય પ્રતાપી કદીમ પાદશાહો, ધર્તિના ધ્રુજાવનારા પહેલવાનો તથા નામાંકિત ન્યાગાનોની તવારિખ, નેકીનીતિ, કીર્તિ, દાનાઇ, દુરઅંદેશી, જાહોજલાલી, તેમજ તેઓના શુરાતન અને ઉમદા સદગુણોને રંગિન અને રસિલાં કાવ્યમાં જગઆશકાર કરનાર શાએરોના સરદાર અબુલ કાસમ મનસુર ફિરદોસી તુસી, પાદશાહ મહમુદની મુલાકાત આખરે કેમ લઇ શક્યો હતો તે આપણે પહેલાં પુસ્તકમાં જોઇ ગયા. આજે તેના બીજા ભાગમાં ઉતરીશું. ફિરદોસીની ચબરાકી, કાબેલ્યત અને બ્હોળાં જ્ઞાન બાબે શાહની સંપુર્ણ ખાત્રી થઇ ત્યારે શાહનામાની આખી કેતાબ દિલશાદ બેતબાજીમાં લખવાનું કામ તેને સોંપવાનો શાહે ઠરાવ કીધો, તેણે પોતાના વડા વજીર હસન મએમંદીને ફર્માવ્યું કે તમામ કામ પુરું થાય ત્યાં તુલિક દર ૧૦૦૦ બેત માટે ૧૦૦૦ સોનાના સિક્કા ફિરદોસીને આપતા રહેવું. ભોગ ફિરદોસીના કે આમ કટકે કટકે રકમ લેવાનું પસંદ ન કરતાં સેવટે તે એકદમ સામટી મેળવવાનો ખ્યાલ તેને સુઝયો। ત્રીસથી વધુ વર્ષની ભારે ઝહેમત પછી શાહનામું પુરૂં કરવાને શાયર આયંદે શકિતવાન થયો જે લગભગ ૬૦,૦૦૦ બેતોનું બનેલું હતું. મહમુદનો આ વડો વજીર ઘણો તુમાખી, કિનાકપટથી પુર, અને માનપાનનો અતી અભખરો ધરાવનાર હતો. તે ખુદ પોતાને એક બીજો તાજવર સમજતો હતો, અને તેથી લોભની અગ્નિમાં આંધળો બની એવું જોવા ચાહતો હતો કે, સર્વે નાહના મોટા અમલદારો અને અધિકારીઓ તેને આબરૂ ઇજ્જતથી નવાજે. તેની એવી હલકી ઉમેદ બર લાવવાને ફક્ત ફિરદોસીએજ

સાફ ના પાડી હતી. હવે દાવ ઠીક હાથ આવેલો જોઈ હલકાઇની હવાપર ઉધરેલા એ કપટી કારગાએ મહમુદનું મન ફેરવી નાખ્યું, અને ૬૦,૦૦૦ સોનાના સિક્કાને બદલે તેટલાજ રૂપાંના સિક્કા ફિરદોસીને પ્હોંચાડયા. સિક્કાઓથી ભરેલી થેલી શાએર માટે આવી લાગી ત્યારે તે હમામખાનામાંથી બાહેર નિકળતો હતો. તેમાં શું ભરેલું છે તે જાણતાંજ શાએરે ગુસ્સે થઇને તેમાંથી ૨૦,૦૦૦ સિક્કા થેલી ઉંચકી લાવનારાઓને વ્હેંચી આપ્યા, ૨૦,૦૦૦ હમામખાનાના માલેકને આપી દીધા, અને બાકીના ૨૦,૦૦૦ ત્યાં શર્બત વેચવા બેઠેલા ફિકા નામના શખ્સને ખેરાત કર્યા. શાહનું આ મુજબ અપમાન કરવા પછી શાએરે શાહનામાનાં સેવટનાં પ્રકરણમાં પોતાની વર્ષો સુધીની બ્યર્થ ગયલી મહેનત માટે નિચે પ્રમાણે અફસોસ કર્યો.

બેત.

ચુ સાલ અંદર આમદ બ હફતાદો યક,
હમી ઝીરે શઅર અંદર આમદ ફલક.
સીઓ પંજ સાલ અઝ સરાએ સે પંજ,
બસી રંજ બોરદમ બ ઉમીદે ગંજ.
ચુ બરબાદ દાદનદ રંજે મરા,
નબુદ હાંસલે સીઓ પંજે મરા.
કનુન ઉમ્ર નઝદીકે હશતાદ શુદ,
ઉમીદમ બયક બારેહ બરબાદ શુદ.

જ્યારે ૭૧ વર્ષની મારી ઉમ્મર થઈ ત્યારે, આસમાન મારી કવિતાની અસ[illegible]ી નિચે આવ્યું. ખજાનો મેળવવાની ઉમેદમાં આ

ણુપાંચ દહાડાની દુનિઆમાં ૭૫ વર્ષ વેર મેં ઘણી રંજ ખેંચી. પારે મારી મહેનત ફોકટ બરબાદ કીધી ત્યારે, મારાં ૭૫ વર્ષનો ને કાંઇએ ફાયદો થયો નહિ. હાલ મારી ઉમ્મર નજદીક ૮૦ વર્ષની છે ત્યારે, મારી આશા એકદમ ભોંયજમિન થઇ.

When charity demands a bounteous dole,
Close is thy hand, contracted as thy soul;
Now seventy years have marked my long career,
Nay more, but age has no protection here!

(J. Atkinson.)

જણાવવું જોઇએ કે શાહનામું લખાતી વેળાએ એક અઝિઝ ાત્ર અયાઝે ફિરદોસીને ભલામણ કરી હતી કે ઇરાનીઓનાં અમિરી ાહી (*Blue Blood*) ની સ્તુતી ગાવાથી તેણે હાથ ઉઠાવવો, રણ મહમુદ એક ગુલામનો બેટો હોવાથી, તેને ઇરાની વડીલોની ચ તોખમની વિગત ઘણી અનગમતી થઇ પડશે એ ચોકસ હતું. ણ પોતાનાં નામને ઝાંખ લગાડવા જેવી એ ભલામણ ઉપર ધ્યાન આપવાનું એક ખરા નવિશંદા દાખલ ફિરદોસીએ લાજમ લેખ્યું તું. પરિણામમાં શાએરને ઠંડો આવકાર આપવાનાં ચિન્હો રફતે રફતે હમુદ દેખાડવા લાગ્યો જેમાં હસન મએમંદીનાં કતુંકી કારેસ્તાનોએ ોર ઉમેરો કર્યો. પાછળથી આ શખ્સના ફિરદોસી સામેના શતૃ- તની વાત શાહને કાને પડી કે તેનું દિલ ડંખવા લાગ્યું. પોતાને રવામાં આવેલાં અપમાનના કહેર—ક્રોધ ભુલી જઇ, તેણે તુરતજ ાનાના ૬૦,૦૦૦ સિક્કા શાએરપર રવાના કરી તેને માફી બક્ષવાનો

હુકમ કર્યો. એટલુંજ નહિ પણ આપસ્વાર્થિ હસનને, ફિરદોસીને મળેલી નિરર્શી અહેશાનગતી અને ગયરઇન્સાફીનું મુળ લેખી કતલ કરાવ્યો. લેકિન શાએર માટે આ રકમ હવે ખાક સમાન થઇ પડી. મહમુદનાં માણુસો તેનાં આંગણે તે લાવી ઉતારે તેટલાં તેઓને સ્નાનના સમાચાર મલ્યા કે ફિરદોસી તુરતનોજ પોતાનો પ્યારો પ્રાણ આખર કરી ચુકો હતો. મરણનો સબબ એ જણાવવામાં આવે છે કે એક દિવસે શાએર તુસ શેહેરમાં ફરતો હતો ત્યારે તેણે મહમુદ સામે જોડેલી કવિતાની નિચલી સતરો એક છોકરા તરફથી ગાવામાં આવતી સાંભળી હતી.

**બેત.**

અગર શાહરા શાહ બુદી પેદર,
બસર બર નેહાદી મરા તાજે ઝર.

**સમજણ.**

અગર બાદશાહનો બાપ હતે તાજવર,
તો સોનેરી તાજ મુકતે મુજ સરપર.

પોતાની જંગી ઝહેમતના મળેલા બાટકી બદલાની યાદ આ સખુનોએ તેનાં મનમાં વિજળી વેગે પાછી તાજી કરવાથી એક હાય મારી તે રસ્તામાં બેફામ તુટી પડયો, અને ઘરમાં લઇ જવામાં આવતાંજ ઉમદા શકિત ધરાવનારો આ કમનસિબ કવિ ૮૩ વર્ષની પાકટ વયે સદાની શાંતિમાં સુતો.

કેટલાક આગલા-પાછલા લખનારાઓ ફિરદોસીને બાલેનમાં જરથોસ્તી ધર્મ પાળતો જણાવી ગયા છે. મી૦ વિલ્યમ રોબર્ટસન

નામનો એક ઇંગ્રેજ ગ્રંથકાર પણ લખે છે કે, Firdousee was a Moosalman, professing the creed and the tenets of the Sonee sect–but he was suspected of being, secretly, a believer in the faith and practice of Zurdehusht or Zoroaster.

જાણીતા ઇંગ્રેજ કવિ સ્પેનસરને પણ ફિરદોસી સમાન રંજના અવેજમાં ગંજને બદલે ગમનો ગોટ ગળવો પડયો હતો. જોકે તેની વિગત ઝાઝી અહેમતભરી રસિક કે લંબાણ નથી. નાદર કાવ્યના કેટલાક નમુના તૈયાર કરી સ્પેનસરે તે ઇંગ્લંડની રાણી ઇલિઝાબેઠને અર્પણ કર્યા, જે ખેંચાણકારક માલમ પડવાથી ખુશ થઈ તેણીએ પોતાના વડા વજીર લોર્ડ સેસિલ (બેરન બર્લે) ને ૧૫૦૦ રૂપયા સ્પેનસરને આપવાનો હુકમ કર્યો. ફિરદોસીનાં સંબંધમાં હસન મએમંદીએ ફાંચડ મારી હતી તેમ, આ દાખલામાં સ્પેનસરનાં નસિબમાં તેના વેરી લોર્ડ સેસિલે આડે આવી રાણીને આ ભેટ અતી ભારે જણાવી. આથી રાણીએ બોળવાઇને જે વાજબી હોય તે આપવા જણાવ્યું. (*Then give him what is reason!*) પણ તે વાજબી ભેટ વટિક સ્પેનસરને આખરે નહિજ મળી ત્યારે તેણે નિરાશ થઇ નિચલી કવિતા રાણીપર લખી મોકળી.

I was promised on a time,
To have reason for my rhyme.
From that time unto this season,
I received nor rhyme nor reason!

મારાં કાવ્યના બદલામાં મને વાજબી રકમ મળશે એવું વચન મને એક વેળા આપવામાં આવ્યું હતું. મગર તે લાંબા કાળથી આજ પર્યંત નથી મને મારાં કાવ્ય પાછાં મળ્યાં, કે નથી પેલી વાજબી રકમ મળી!

એક બીજી હકિકત પ્રમાણે લોર્ડ સેસિલ જેને સ્પેનસર સાથે "નાગ અને નોળિયા" જેવી પુંઢાં ચાલ્યા કરતી હતી તેણે, રાણીએ રૂ. ૭૫૦૦ આપવા કહેલા તેને બદલે રૂ. ૧૫૦૦ કરાવ્યા હતા. ઇલિઝાબેઠ માફક અર્લ ઓફ સાઉધેમ્પટન પણ સ્પેનસરનાં કાવ્યો તરફ મોહિની ધરાવતો હતો. એક વેળા તે પોતાની પ્રસિધ્ધ *Fairy Queen* નામની કવિતા આ ઉમરાવ આગળ લઇ ગયો જે વાંચતાં તેને એટલો રસ છુટો કે થોડી લીટિઓ વાંચવી પુરી થાય તે અગાઉ અકેક કરતાં ત્રણવાર ત્રણસો રૂપ્યા સ્પેનસરને ભેટ આપવાને તેણે પોતાનાં માણસને રજા આપી. પણ હવે ખુદ કવિને રજા મળવાનો સમો આવ્યો. વધુ આગળ વાંચવાનું જરા મોકુફ રાખી તેણે પેલાજ માણસને તાકીદ કરી કે સ્પેનસરને બાઆબરૂથી બારણુંનો રસ્તો ધરાવવો! વધુ અને વધુ વાંચીને તેની વહેવારૂ ખુબી આંકતાં પોતે ખાખાવર્ખો થઇ જશે એવો ભય આ ઉમરાવને પેઠો હતો.

**નોંધ**—મોનાજાતની નિચલી લીટિઓ જાહેર જરથોસ્તી મેળાવડાઓમાં જબરાં જોમ જોશ સાથ લલકારવામાં આવે છે, અને ઘરે જતાંજ ફિરદોસી પ્રત્યેની ગરમાગરમ ફિદાગીરીનો પારો *"Freezing Point"* ઉપર ઉતરી પડે છે.

કીધા શાહનામાએ ઘણુાને અમ્મર,
વખાણ્યે ફિરદોસી તુસી નામવર.
કર્યા આપણા ન્યાગાનોને યાદગાર,
રચી સુંદર બએતો હઝારો હઝાર.

સુલતાન મહમુદ પછી શાએર ફિરદોસી તરફ જો કોઇએ પણ સર્વાંગ બેવફાઇ બતાવી હોય તો, તે શાએરનાજ અપાર આભાર હેઠળ મેળાયલી સમસ્ત પારસી પ્રજા છે. પારસીઓ જે હતા અને છે તે ફિરદોસી અને તેના શાહનામાથી ! મગર તેની કદરશનાશી કિંવા અહેશાનમંદીમાં પારસીઓએ અત્યાર સુધીમાં કશુંએ કર્યું નથી. પારસીઓના આધારે ફિરદોસી જીવતો ન હતો. તેમ વળી ભવિષની પારસી ઓલાદ તેની યાદગારીના મહેલ-મિનારા ઉઠાવે એવી જીજ્ઞાસાએ તેણે સુપ્રસિદ્ધ શાહનામું રચ્યું ન હતું. જ્યાં સુધી આ અવનિની હસ્તી છે ત્યાં તુલિક (મુઠીભર પારસી ટોળામાં તો શું પણ) સારી સૃષ્ટિમાં આ અમુલ્ય ગ્રંથ તેની યાદ જીવતી જાગતી રાખશે. તે પોતેજ કહે છે કે—

**બેત.**

બેનાહાએ આબાદ ગરદદ ખરાબ,
ઝે બારાનો અઝ તાબેશે આફતાબ.
પય અફગનદમ અઝ નઝમ કાખે બુલંદ,
કે અઝ બાદો બારાન નેયાબદ ગઝંદ.
બદીન નામહ બર ઉમરહા બોગઝરદ,
બે ખાનદ હમાન કસ કે દારદ ખરદ.

વર્ષાદના મજબુત મારા અને સુર્યના સખ્ત તાપથી બાંધેલી ઇમારતો ખરાબ થઇ જશે, પણ મેં કવિતાથી એક એવો બુલંદ

મહેલનો પાંગો નાખ્યો છે કે જેને તુફાન અને મેઘવૃષ્ટિથી કશુ નુકસાન પ્હોંચશે નહિ. આ તવારીખ ઉપર જમાના ગુજરી જશે, તોએ જેનામાં દાનાઈ હશે તે વાંચતો રહેશે.

ત્યાં તે તકરારજ નથી! જે ફર્યાદ છે તે પારસી નગુનાપણાંની! પોતાના નાચાર હમદીન બહેન બંધુઓ અને બુઝોર્ગોને પડખે બાપીકા વતનમાં સંગિન ખડક સમ ખડા રહી, ઝ્યરમજહબીઓની સતાવણીથી તેમનો બાહદુરીથી બચાવ કરવાને બદલે, તેમને ક્રૂરતાથી એકલા અટુલા છોડીને ઈરાનથી હિંદમાં પોબારાં માપી આવનારાઓએ જાણે કેવી એક અસાધારણ અફ્લાતુન દિલાવરી દેખાડી હોય તેમ, તેની યાદમાં **"સંજાન સ્તંભ"** ઉભો કરવામાં આવ્યો છે. જ્યારે અસલી શુરા શહેનશાહો ભેગા નામાંકિત નામવરોનાં નામ—કામ ગુમ થતાં બચાવવામાં ફિરદોસીએ ગોયા ગંભિર ગુનેહગારી કીધી હોય તેવી રીતે તેને તદન વિસારી મુકવામાં આવ્યો છે. કેવું બેમુરવતપણું? કેટલી હદ સુધીની બેઅદબી? કલંકની કાળી ટીળી કપાળેથી લુછી નાખવાનું ડહાપણ બેપરવાહ પારસીઓને કયારે સુઝશે? કયા સમયે તેઓ સુસ્તી તજશે? કયામતની સવારે?

*　　　*　　　*

## દસ્તાવેજના ભાગ ભુસવાના દગા:—

Legal deeds were iuvented to remind mer of their promises, or to convict them of havin broken them: a stigma on the human race.

(*La Bruyere*

માણસો પોતાનો કોળ પાળે, અથવા તે ઉપર પાણી ફેરવે તો, તેઓને શિક્ષાપાત્ર ઠરાવી શકાય તેની યાદ આપવાની મતલબથી, કાયદાપુર્વક ખતપત્રો યોજવામાં આવ્યાં હતાં: ઇન્સાનજાત ઉપર આ એક કલંક છે.

મરને ચાહે તે ઓસાનું હોય તોએ, વેશ્યાને લાજ ચઢતી નથી ને કસાઇને દિલે દાઝ લાગતી નથી. તો, લુચ્ચો લફંગાઇ ન છોડે તેમાં નવાઇ શી? સાહિથી કરવામાં આવેલાં અગતનાં લખતો તથા દસ્તાવેજો ઉપરનાં લખાણો માહેલો ચોકસ મતલબનો ભાગ એક અથવા બીજા પક્ષ તરફથી ઘણી વાર એવી સફાઇથી રબર વડે ભુસી નાખવામાં આવે છે કે તે મુદલ માલમ પડતો નથી. પણ હાલ એવો ઉપાય યોજવામાં આવ્યો છે કે, ગમે તેવી ચાલાકીથી ભુસી નાખવામાં આવેલો ભાગ જે સાદી નજરે અથવા કોઇપણ પ્રકારના કાંચ વડે જોઇ શકાય નહિ તે આપોઆપ જણાઇ આવે છે. લખત કે દસ્તાવેજના જે ભાગ માટે શક ઉત્પન્ન થયો હોય કે ત્યાંથી કાંઇ ભુસી નાંખવામાં આવ્યું છે તો, તે ઉપર થોડુંક "સિલવર નાઇટ્રેટ" નામીને તે લખત કે દસ્તાવેજ સુર્યના તડકાંમાં થોડા વખ્ત રાખવા. જો અક્ષર કહાડી નાખવામાં આવ્યાજ હશે તો, બહુ થોડા વારમાં તે પાછા ફુટી નિકળશે. આમ અક્ષરો ફુટી નિકળવાનું કારણ સાહિની બનાવટમાં વપરાતા ચોકસ પદાર્થો સાથનો "સિલવર નાઇટ્રેટ"નો સમાગમ છે.

*    *    *

## સને ૧૨૯૦ નું નુતન જરથોશ્તી સાલઃ—

Be patient, be prayful, be humble, be mild;
Be wise as Solomon, be meek as a child.
Be cautious, be prudent, be truthful, be true;
Be courteous to all men, be friendly with few.
Be temperate in argument, in pleasure, in wine;
Be careful of conduct, of money, of time.
Be cheerful, be grateful, be hopeful, be firm;
Be peaceful, benevolent, willing to learn.
Be courageous, gentle, be liberal, be just;
Be aspiring, be humble, because thou art dust.
Be honest, be holy, transparent and pure;
Be pious Zoroaster like, and y'll be secure.
Be afraid of evils, of lies, and of she;
Be Auhra—loving devoted, and y'll be free.

સબુરીવાળા થજો, ભક્ત બનજો, નમાના રહેજો, મિલનસાર હોજો; સોલોમન સમાન ડાહ્યા નિવડજો, બચ્ચાં માફક બોકરાં બનજો. સાવચેત રહેજો, ડહાપણ ધરાવજો, સાચવત જાળવજો, સચ્ચાઇ સંપાદન કરતા જજો; દરેક શખ્સ તરફ સભ્યતા દેખાડજો, થોડાજ સાથે દોસ્તી પાડજો, વાદવિવાદમાં, મજામાં, અને શરાબમાં અંદાજો રાખજો; ચાલચલણ, પૈસા, અને વખ્તના સંબંધમાં સંભાળમાં રહેજો. ખુશાલ બનજો, આભારી થજો, આશાવંત રહેજો, મક્કમપણું સાચવજો; સુલેહને ચાહનાર, સખિત્જુદ, અને ઉદ્યમંદ અભ્યાસી

બનજો, બહાદુર, રાંક, ઉદાર, અને ઇનસાફી થજો; ઉમેદ રાખજો, બેગુમાન રહેજો, બાકી આદમ દાખલ પ્રમાણિક, પવિત્ર, નિર્મળ અને સ્વચ્છ જીંદગી ગુજારજો; જરથોસ્ત સાહેબ માફક અશોઇ અખત્યાર કરજો, જેથી સર્વે બળામાંથી તમો સલામત રહેશો. દુરાચાર, લબાડી, અને સ્ત્રીથી ડરતા રહેજો; ઇશ્વરને જાનફેશાન રહેજો કે તે તમોને હસ્તા રમતા રાખે.

ખુદા તમોને રૂડી બુદ્ધિ બક્ષો, તમોને પૈસા ટકાની પ્રાપ્તિ થાઓ, તમો પરોપકારી નિવડો, તમારૂં ધાર્મિક યકિન ઓર આલા થાઓ, શાદી—રામશનીથી તમારૂં ઘર ગાજતું રહો, ઇત્યાદી આશીષપત્રો નવાં સાલના શુભ પ્રસંગે અરસપરસ રવાના કરવાનો રેવાજ પારસી-ઓમાં ઘણો સાધારણ છે. ખરા ખેરખાહોનું પ્રમાણ સંકોચિત ન હોત તો, મકદુર છે કે નિચલા શબ્દ આજે લખાયો હતે ? આબાદી ઇચ્છ-વામાં આવેલો ઇસમ પોતાની રૂડી બુદ્ધિનો સદુપયોગ કરવા કાજે જાહેર કામોમાં સામેલગીરી આપશે તો, તેને અભખરાદાસનો એલ-કાબ એકદમ મળેલોજ છે! કિરતારે તેને નાણાંની નવાજેશ કરી તો, કાળજાં બળી ઝળીને કોયલાં થયલાંજ છે! તેની ગમે તેવી સાચ્ચાં દિલની સખાવત છતાં તે પરોપકારીને બદલે સ્વાર્થિ લેખાયલોજ છે! ધર્મપર જ્યાદા ધ્યાન આપવા લાગ્યો કે, બગલા ભગતમાં તે ખપેલોજ છે! લગ્ન—નવજોત પ્રસંગે ભૂલમાં આમંત્રણ ન કરવામાં આવ્યું તો, સાલપામરીનો સર્પાવ સરોચશમથી તેને એનાયત થયલોજ સમજવો! સ્નેહભાવને બદલે શત્રુભાવ, મિત્રા-ચારીને બદલે મારામારી, ભલાઇને બદલે ભુંડાઇ, નિમકહલાલીને બદલે નિમકહરામી, વફાદારીને બદલે બિવફાઇ, આબાદીને બદલે બરબાદી,

અને ચઢતીને બદલે પડતી, બાતેનમાં અગ્રસ્થાન લે છે. વધુ તે શું વડ્યે? ઇશ્વિર હરેક જરથોસ્તીને નેક હેદાયત અર્પો!—જેથી નવા સાલની સાંજ સૂધી યા બીજા દિવસની સવાર સૂધી નહિ, દિવસો સૂધી નહિ, મહિનાઓ સૂધી નહિ, આખ્ખાં વર્ષ સૂધી નહિ, પણ તમામ ઉમ્મર તૂલિક તે પ્રત્યેક હમદીનનું (સુફયાણા ઢોંગી રૂક્કા લખવા વગર) અંતઃકરણથી ભલું ભાખતો રહે, શત્રુતાને શુળીએ ચઢાવે, ઇર્ષાને અળગી કરે, ક્રોધપર કાપ મૂકે, રાગદ્વેશને રઝળતા રાખે, સત્યનો સંગ કરે, સ્વાર્થને સંહારે, પવિત્રાઇના પડખે પડી રહે, પરસ્પરના પ્રેમના પાઠનું પઠન કરે. તેમાંજ તેનો વિજય છે! તેમાંજ તેનો પવિત્ર પિતા રાજી છે!!

સેવટે સેપાસ કરવાની કે, ખ્રિસ્તી તા૦ ૧૦મી સપટેમ્બર ૧૯૨૦ ઇસિવીના આજના બખ્તાવર રોજે ખેસ્તું યઝદેગદિ સને ૧૨૯૦ નું રેવાજી નુતન સાલ (જે સબકતી સવારે "ગોહરો" નો બીજો ભાગ દેખાવ દે છે) સમસ્ત જરથોસ્તી આલમને જય જયકાર નિવડો! નિચલી કહેવતોના પ્રથમ અક્ષરોના પ્રસંગાનુસાર ઉદગાર પ્રતિફલ નિપજાવો!!

માલેકની મહેર ત્યાં લિલા લહેર.
નેવનાં પાણી મોબે ને હાથી દરબારે શોભે.
કર્યું તેવું પામ્યે, દગો સગો નહિ થાય; અંધારૂં દિવા ટળે,
લોભે લક્ષણ જાય.
શાદી સમાન શાદમાની નહિ, ને મોત સમાન શોક નહિ.
હસ્તાં ઘર વસ્તાં. અથવા, હસે તેનું વસે.

૧૪

દીકરા દળનારીના, ને નામ ત્યારે દારાશાહ!

નવાબ પુછે, "કયા ભરૂચ જાતી હએ?" તો કહે, "ભરૂચ તો
 હય, મગર આપહીજ જાતા હો!"

શાણાને શક્કર, મુજીને ટક્કર. અથવા, દેવ તેવાં દર્શન.

હરામમાં હેરકત, હલાલમાં બરકત.

મીયા બીબી રાજી ત્યાં શું કરે કોટવાલ કે કાજી?

સ્ત્રી જે પાળે ધર્મને, નર જે રક્ષે કુળ, પુત જે તારે તાતને,
 એ ત્રણેનું નહિ મુળ.

મા વિના સુનો સંસાર, મા વિના તે શો અવતાર? અથવા,
 મા તે મા–બાકી વનના વા.

ગેરબંદી જ્ઞાતના પંચોતેર પટેલ.

મુલ્લાં માદન ને મસાની, મહા મોહકાણુની નિશાની!

રાત અંધારી ને મગ કાલા, નહિ જણાય સસરા કે સાલા!

દખમાનું બારણું ભલું, મગર કોર્ટ દરબારનું બારણું ભુંડું;

કેડે આગ ને કેડે લાગ. અથવા, કોઇ મળે કુટવા ને કોઇ
 મળે લુટવા.

નેકીમાં નામદારી, નેકનાં મોહપર નુર.

કમાય કમતી ને ખર્ચે ઘણું, મુર્ખનો મુખી તેને ગણું.

જમાનો આવ્યો પાપનો, ને બેટો ન થાય બાપનો.

રજપુત ગોજારો નહિ, ને પારસી ન્યાત બાહરો નહિ.

થોડું બોલે તે જીતી જાય, બહુ બકે તે ગોદા ખાય.

શરીરનું પોષણ ખોરાકથી, ને આત્માનું પોષણ સંતોષથી.
તાજ ને તેરસ એકઠાં ન મળે, યાને, નાગ ને નોળિયાની રાસ ન આવે.

નમી આપ માબાપને માન, બાળ તું જ તણા થશે સમાન.
વલસાડો કસ્તી નહિ કરે, ને કરે ત્યારે શેતાન આડો ફરે!
રોકડે રોક ને બોહણી ઠોક. યાને, તરત દાનને મહા પુણ.
જીવરે જોરૂ ને જર, તેનો હરગેજ ઇતબાર ના કર.

આખુનજી લકડી તોડશો? તો કહે, "એ કાફરકા કામ." આખુનજી ખિચડી ખાશો? તો કહે, "ઓહ બિસમીલ્લા!!"
જયાં મળી રોટી ત્યાં પડયા લોટી. અથવા, જ્યાં મળી તાડી ત્યાં છોડી ગાડી.
નોર્ત્યા કાંગા, ને જમી ગયા સાંગા. (નોશાકરી કહેતી.)

આવ્યો નાગો ને જશેબી નાગો; કર ખુબી તો પહેરશે સવાગો.
મિયા, કયું રોતા? તો કહે, "આજ મેરી જોરૂ મુઇ." મિયા, કયું હસતા?" તો કહે, "આજ તો દુસરી હુઇ."
નવાઇનો બેજન, ને નવસો રેજન. રેજન=ફેલ.

કનચનસે કિરત બરા, કિરનસે કલ્યાણ; કલ્યાણસે ઇજ્જત બરી, ઇજ્જતસે બરે દાન.
રડતી ઘેર માંડે, ને હસતી ઘેર બાંજે.

ચથા યાર તો બેડો પાર, અથવા, રામ રાખે તેને કોઈ નહિ ચાખે.

ઝટ મંગણી પટ બિહા. બિહા=લગ્ન.

દાહડો આવ્યો વાંકો તો માર મારે માંકો.

નહિ પાલણહાર તેનો પરમેશ્વર વાલી, જંગલનાં ઝાડનો જગદિશ્વર માલી.



# Reviews.

# ગ્રંથાવલોકન.

## જ્ઞાન ગમતનાં ગોહરો—ભાગ પહેલો.

### The Bombay Chronicle.

A very interesting Gujerati volume called "Dnyan Gamatna Gohar," or the "Casket of Gems." has just been published by Mr. Maneckshaw Dinshaw Mistry. It is the collection of essays on various subjects such as self-help, virtuous women, good thoughts, good words and good deeds, arrogance of wealth, disadvantages of wine, and similar other subjects, with apt quotations from English, Persian and Gujerati authors. At a time when Gujerati literature

is having a plethora of fictional literature of a not very high standard, Mr. Mistry's book does afford the Gujerati readers a much needed relief, as will be evinced from the fact that the Gujerati press has welcomed the book. The only defect we find in the volume is that it contains no index, and we trust Mr. Mistry, in his second part, which he promises to issue shortly, will avoid the repetition of such an omission.—*28–4–1918.*

---

## The Modern Review.

*Dnyan Gamatna Gavharo* (જ્ઞાન ગમતનાં ગોહરો) by *Maneckshah Dinshah Mistry, Honorary secvetary, the Zoroastrian Brotherhood, Bombay. Pages 320. Cloth Bound. Price Rs. 1–12.*

This collection, called the Casket of Gems, Instructive and Amusive, was first printed as a Magazine Article. The literature of the world has been arduously ransacked by Mr. Mistry for gathering these Literary Gems, and he has further tried to embellish them by his own

notes. The book altogether makes instructive reading, and would certainly help one in whiling away any spare quarter of an hour of a busy life, usefully.—*April, 1918.*

---

## The Literary Critic.

Mr. Maneckshaw Dinshaw Mistry is an active contributor to literature. A series of his choice articles entitled "Ganian Gamatna Gohoro" appearing in the columns of the Bombay Gujarati Journals have met with a considerable amount of public favour. In response to the wish expressed by a number of readers Mr. Mistry has brought out its first part in a separate book form. Finest and the most valuable English, Hindi, Gujarati and Persian morals, poems, prose passages, proverbs, wits and words of wisdom will be found in the volume. Such useful works will in time enrich the poor Parsi Literature. As a present it is most suitable. We congratulate Mr. Mistry for devoting his leisure hours in such laborious subjects for the good

of both young and adults, and highly recommend the book for every library table.—*June, 1918.*

---

## કયસરે હિન્દ.

પુસ્તક પરીક્ષાની આ કોલમ મારા હાથમાં આવ્યા પછીનું આ પહેલુંજ પુસ્તક છે. જેણે મારાં મનને ઘણી સંગીન મજાહ આપી છે. મને પોતાને અંગત અનુભવ છે કે જે જે માસીકોમાં મી૦ મીસ્ત્રીના ચુંટી કાઢેલા ઝવાહીરોનો ઝુમખો આવતો હતો તે, તે માસીકોના વાંચનારાઓમાં વિશેષ હોંશથી વંચાતો હતો. એ સંગ્રહ કોઇ દીવસ એક સામટા આકારમાં બાહેર પાડવાનું તેના લખનારને સુઝે એમ મારૂં ચાહવું હતું, અને અંતે તે પાર પડેલું જોઇ મને ખુશી ઉપજે છે. આખી ચોપડી તપાસતાં એ ભાઇની વાકય રચના તદન ખામી રહીત મને માલમ પડી છે. ના, કેટલેક ઠેકાણે તો તે ઘણી ફાંકડી છે. મી૦ મીસ્ત્રીએ આ એકજ ચોપડીથી પોતાને ઘણા જલદી એક સારા ફતેહમંદ પારસી લખનાર તરીકે સાબેત કરી આપ્યા છે. પુસ્તકમાંની કેટલીક બાબતો ઘણુંજ રસીલું અને મનન કરવા જોગ વાંચણ પુરૂં પાડે છે. આવી કેતાબ લખવા માટે ઘણા ઉમંગ, ઘણા અભ્યાસ અને ઘણા શાંત મગજની જરૂર છે, અતે તે સઘળું આ કેતાબ માટે મી૦ મીસ્ત્રી ફાજલ પાડી શકયા એ ખુશીની વાત છે. એ કેતાબની ખુબીઓ ઘણી છે તેથી તો સુવીખ્યાત સાક્ષર શેઠ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ તેને પોતાના બે બોલથી નવાજી છે,

અને એવી ઉદાર મનોવૃતિના વીદવાનેજ જ્યારે એક પારસી લખનાર નો હાથ ઝાલી તેને ઉતેજનના બે બોલ કહી સંભળાવ્યા છે ત્યારે હું માનું છું કે પારસી–ગુજરાતી સાહીત્યનો ભાગ્યોદય હવે ઘણોજ નજદીક હોવો જોઇએ! પચાસ વર્ષ સુધી ગુરજર સાહીત્યને લગતાં પુસ્તકો વાંચી વાંચીને ડોસા થયલા તેવાઓનેબી તેઓએ ન વાંચેલું કે તેઓના વાંચવામાં ન આવેલું વાચણ આ પુસ્તક પુરૂં પાડે છે.
તા૦ ૧૦–૩–૧૯૧૮.

*Censor.*

---

## જામે જમશેદ.

આ ત્રણુસો સફાના જ્ઞાન ગમતના ગૌહરોનાં પુસ્તકમાં આપેલાં ઝવાહિરોની પરીક્ષા એક બાહોશ ઝવેરીએ કરી છે. તે ઝવેરી મુંબઇની સ્મોલ કૉઝ કોર્ટના ન્યાયાસન ઉપર બિરાજતા વડા જડજ મી૦ કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી છે. તેવણુની કસોટીમાંથી પસાર થયલાં ગૌહરો માટે વધુ શું લખ્યે? એટલુંજ કહેવું બસ થશે કે બાનુઓ ગ્રહસ્થો તથા બાળકો સઘળાંઓ માટે આ પુસ્તક ઉપયોગી અને વાંચવા લાયક છે. તેથી વાંચનારને જ્ઞાન સાથે ગમત પણુ મળી શકે છે. ઇંગ્રેજી, ફારસી, અને ઉરદુ સાહિત્યમાંથી ઉમદા વિચારો દર્શાવનારા તેમજ મોઢે ગોખી રાખવા લાયકના ફકરાઓ તારવી કાઢીને તેનો ભેગો સંગ્રહ પુરતી સમજ સાથ આ પુસ્તકમાં આપ્યો છે. પશ્ચિમ અને પુર્વ તરફના નામિચા કવિઓની ચુંટી કાઢેલી લાઇનો પણુ જગેજગ તેના અર્થ અને સરેહ સાથે આપી છે. તેમાં શેખ

શાદી, ફીરદોસી, તાલિબ વગેરેનાં લખાણોબી જોવામાં આવે છે. આંકડાઓને લગતી કેટલિક રમુજી ગણત્રીઓ પણ આપી છે. ધર્મ-પુસ્તકોને વટીક ભુલવામાં આવ્યાં નથી, અને ગાથામાંથી ઉમદા વિચારોવાળા કેટલાક ઉતારા આપવામાં આવ્યા છે. ફિલસુફી તેમજ નસિહતને લગતાં લખાણો ઠામેઠામ જોવામાં આવે છે. ત્રામમાં, ટ્રેનમાં, યા ફુરસદની વખ્તે ઘડી ચપકો વાંચવા માટે મી૦ મીસ્ત્રીનું આ પુસ્તક બેશક ઉપયોગી છે. તેમાંનાં લખાણોનો સંગ્રહ ભેગો કરતાં તેવણને ઘણી મહેનત પડેલી હોવી જોઇએ! પુસ્તકની ભાષા સાદી સ્હેલી અને સરળ, તેમજ ગુજરાતી વાંચનારા પારસી, હિંદુ, મેહોમેદન, સઘળાઓને એકસરખી બંધબેસ્તી છે.

તા૦ ૩–૪–૧૯૧૮.

---

## સાંજ વર્તમાન.

આજકાલ આપણાં પારસી સાહિત્યમાં જેટલો સુકાળ વાર્તા, કથા, નાટક જેવાં વાંચનનો છે, તેટલોજ દુકાળ જ્ઞાન, ગમત, દાનેશમંદી, નસિહતી ટુચકા વગેરે વાંચનનો છે. આપણી ગુજરગીરામાં આ એક મોટી ખુટ હતી જે હાલ આપણા એક જાણીતા, ખંતીલા, બહોળું વાંચન ભંડોળ ધરાવનાર લેખક મી૦ માણેકશાહ દીનશાહ મીસ્ત્રીએ મથાળેનાં નામવાળાં પુસ્તકદ્વારા સારી રીતે પુરી પાડેલી જોઇ અમો ખુવી છિએ, અને કર્તાએ એ દિશામાં મેળવેલી ફતેહ માટે તેમને વાજબી રીતે ધન્યવાદ દઇએ છિએ. લગભગ સવાત્રણસો સફાનું સારી રચના તથા બાંધણીનું આ એક દલદાર પુસ્તક છે. નામ પ્રમાણે 'જ્ઞાન ગમતનાં ગૌહરો"નો ખરેજ એક કિમતી ભંડાર તેમાં ભરેલો

છે. અસંખ્ય ગુજરાતી, ઉર્દુ, હિંદી, ફારસિં, અંગ્રેજી વગેરે ભાષાના નામિચા લેખકોના જાહેર થયલા લેખોમાંથી તરેહવાર કિસમના જ્ઞાન ગમતના ઉતારા ઉપજાવીને આ કેતાબમાં તેનો ગોયા એક મોહક ગુલદશતો રજુ કીધો છે, જેમાં ગદય ઉપરાંત કાવ્ય, ગાયન, કથા, ટુચકા ઇત્યાદિ સર્વે સમાઇ જાય છે, અને વાંચનાર એકી વખ્તે અને એકી સ્થળે બેઠો સેંકડો જ્ઞાન ગમતનાં ચમનની સેલ કરે છે. મી૦ મીસ્ત્રીના શોખે જ્ઞાન ગમત તરફજ વળણુ લીધેલી છે, જે હાલના સરકસ વખ્તમાં છકેલ મગજોને પાધરાં રાખવા માટે વધારે આવકાર દાયક ગણાવી જોઇએ. મી૦ માણેકશાહે બજાવેલું એ કામ તેવુંજ લાભકારી અને વાંચકવૃંદના આશરા ઉતેજનને લાયક છે. તેઓ એક સારા ગુજરાતી લેખક છે, જાહેર હિમતવાળા ગ્રહસ્થ છે, અને બીજી કિસમનાં લખાણો ઉપરાંત ખાસ કરી ઉપર જણાવેલાં લખાણો છાપાઓમાં તથા માંસિકોમાં કરવા માટે વર્ષોથી જાણીતા છે. વળી આપણા એક સર્વમાન્ય કાબેલ ગુજરાતી સાક્ષર તથા અત્રેની સ્મોલ કોઝ કોર્ટના વડા જજ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ પુસ્તકમાં "બે બોલ" લખીને ઉંચ સર્ટીફીકેટ આપેલી હોવાથી, એ પુસ્તક તથા તેના કર્તાની સિફારસમાં અમને વધુ લખવાની જરૂર રહેતી નથી.—તા૦ ૧૪-૬-૧૯૧૮.

---

## પ્રજામિત્ર અને પારસી.

ગુજરાતી ભાષામાં જ્ઞાન સાથે ગમત આપે તેવા ટુચકા અને નાની વાતોના સંગ્રહના પુસ્તકોની સંખ્યા ઘણી ઓછી છે. મી૦

માણેકશાહ દીનશાહ મીસ્ત્રીએ હાલમાં **"જ્ઞાન ગમતનાં ઓહરો"**નું પુસ્તક પ્રગટ કરી **ગુજરાતી સાહિત્યમાં એક અગત્યનાં પુસ્તકનો વધારો** કર્યો છે. મી૦ મીસ્ત્રીએ આ પુસ્તક તૈયાર કરવા માટે ઘણો શ્રમ ઉઠાવેલો દેખાય છે. જુદા જુદા ઈંગ્રેજી પુસ્તકોનાં વાંચન અને નોંધનો તેમણે સંગ્રહ કરી ગુજરાતી સાક્ષર મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ જણાવવા પ્રમાણે નિર્દોષ ગમત અને તેની સાથે જ્ઞાન બને બહુ સાદી ભાષામાં આપવાનો મી૦ મીસ્ત્રીનો પ્રયત્ન સફળ થયો છે. આ પુસ્તક સઘળી ઉમરનાંઓ માટે એકસરખું ઉપયોગી છે, અને બધાંને તેમાંથી કઇ કંઇ નવું જાણવાનું અને વાંચવાનું મળી શકે તેમ છે. આ પુસ્તકની કીંમત રૂ. ૧।।। છે.–તા૦ ૧૧–૪–૧૯૧૮.



'નવરંગ' પ્રીન્ટીંગ પ્રેસમાં મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપી પ્રગટ કર્યું ૨૩૭, બજારગેટ, સ્ત્રીટ, કોટ, મુંબઇ.